

# Y F

BOT

# I TA

are than is required growth of your hair. When use of Kuntaline leads you than usual, to your mirror, and the once-thin hair grown to profusion and radiant with life, you ask yourself why you did not, before, use this fragrant restore KUNTALINE, which has b demand by people of finement. Once you use other hair oils lose their cha

Put up in following odours:—

Sweet, Lily, Rose, Jasmin,

Lotus, Violet, Bouquet.

## A PROOF OF PURITY.

lytical Certificate from Dr. Sir P. C. Ray, K. T., the pre-eminent Chemist of India—

ave put to careful analysis a sample of K y Mr. H Bose and I have oil in a highly refined state and perfectly lkali, metal or other injurious ingredients Alcohol. It is likewise very agreeab onfidently recommend it as a really good

cked by—

Swadeshi Co-operative Stores Ltd. Bombay & Poo.

Guzrat Stores, Girgaum Back Road, Bombay.

Sind Swadeshi Stores Ltd., Karachi.

Shri Krishna Stores Co. Ltd., Fort, Bombay.

**WHOLESALE AGENTS EVERYWHERE.**

# ધર્મ તરફની આસ્થાનું તોલ

# ખરાબ રોગ અથવા ચેપમાંથી બચાવે છે.

૫૦ વરસ થયાં તબીબો એ સાબુ વાપરવાની ભલામણ કરે છે.




રાઈટનો કોલ ટાર સાબુ
સ્વચ્છ તથા તંદુરસ્તીવા
વાસ હોવો છે કે જેથી તે ઉપયોગમાં લેવ
એવી ભલામણ કરવામાં આવે છે.

એ સાબુ વાપરયા પછી શરીરની ચામડી સુવાલી થઇ ખરેખર તાજગી બખ:
ગરમીથી થયલી ખુજલી સાફ કરવા માટે આ સાબુ ઉતમ છે :
નાના જંતુના ડંખ દુર કરે છે.

**એક ગોટીની કીમત આના ૬.**

# THE TATA INDUSTRIAL BANK LIMITED.

# ધી તાતા ઇનડસ્ત્રીયલ બેંક લીમીટેડ.

## સદર ઓફીસ–મુંબઇ.

શાખાઓ–કલકતા, હૈદરાબાદ, (દખણ) કાનપોર, અને લખનો

પેટા શાખાઓ.

**મુંબઇ–શેરબજાર, શરાફબજાર.**

**કલકતા–બરા બજાર.**

**લંડન એજંટસ–લોઇડસ બેંક, લીમીટેડ.**

**ન્યુ યોરક એજંટસ–ન્યુ યોરકની ધી ગેરંટી ત્રસ્ત કંપની.**

| | |
|---|---|
| સતાધારી થાપણ ભરાયલી ... ... | રૂા. ૧૨,૦૦,૦૦,૦૦૦ |
| થાપણ પગાર થયલી ... ... ... | રૂા. ૭,૫૬,૦૦,૧૨૫ |
| થાપણ ... ... ... ... ... | રૂા. ૧,૫૦,૯૯,૨૨૫ |

## ડીરેકટરોની બોરડ.

સર ડી. જે. તાતા, નાઇટ, પ્રમુખ.
સર સાસુન ડેવીડ, બેરોનેટ.
સર આર. એન. મુકરજી કે. સી. આઇ. ઇ.
સર ફ્રાનસીસ સ્તુઅરટ, નાઇટ.
સર હેનરી પ્રોકટર, નાઇટ.
બી. જે. પાદશાહ, એસકવાયર.
એફ. ઇ. દીનશાહ, એસકવાયર.
એફ. સી. રીમીંગટન, એસકવાયર.
રતનસી ડી. મોરારજી, એસકવાયર.
હાજી ગુલામ મહમદ આજમ, એસકવાયર.
ઓનરેબલ મી૰ પરશોતમદાસ ઠાકોરદાસ સી. આઇ. ઈ.
એ. જે. બીલીમોરીઆ, એસકવાયર.
રાયબહાદુર જમનાલાલ બચરાજ, એસકવાયર.

સેકરેટરી–આર. એચ. પારકર.

**ચાલુ ખાતાં** ખોલવામાં આવે છે અને દરરોજની લહેણી નીકળતી રૂ. ૫૦૦ થી રૂ. ૧,૦૦,૦૦૦ સુધીની બાકીની ઉપર વારસીક સેંકડે રાા ટકાનું વયાજ આપવામાં આવે છે. જો કોઇ પણ ખાતાની લહેણી નીકળતી બાકી તારીખ ૧ લી જાનેવારીથી તારીખ ૩૦ મી જુન સુધીના કોઇ પણ વખતે રૂ. ૨૫ ૦૦૦ થી નીચે નહી હશે તો એ મુદત માટે વયાજ સેંકડે વારસીક રાા ટકાનું આપવામાં આવશે. જયાં સુધી વયાજની ભેગી રકમ દર અરધા વરસ માટે રૂ. ૩ ની થશે નહી તયાં સુધી કાંઇ વયાજ આપવામાં આવશે નહી.

**બાંધી ડીપોઝટ:**—એક અથવા બે વરસની તથા તેથી ટુંકી મુદત માટેની બાંધી મુદતની ડીપોઝીટ ઉપર વયાજ આપવામાં આવે છે જેને લગતા દરો તે માટેની અરજ કીધાથી જાણી શકાશે.

**સેવીંગ બેંક**—સેવીંગ બેંકના હીસાબમાંનાં નાણાં ઉપર સેંકડે વારસીક ૪ ટકાનું વયાજ આપવામાં આવે છે. અરજી કીધાથી તેને લગતા કાનુનો મળી શકશે.

**લોન અને કેશક્રેડીટો**—પસંદ કીધેલી જામીનગીરીઓ ઉપર આપવામાં આવે છે.

**સીકયુરીટીઓ અને શેરોની ખરીદી તથા વેચાણ** કરવામાં આવે છે.

**હુંડીઓ** ખરીદવામાં તથા વસુલ કરવામાં આવે છે અને દરેક જાતનું શરાફી અને હુંડીયામણનુ કામકાજ માથે લેવામાં આવે છે.*

**એલ. ડી. એલ. બકલી,**
**જેનરલ મેનેજર,**

**શ્રી સરકાર ગાયકવાડના આશ્રા હેઠલ સ્થપાયલી અને શ્રી મહારાજા સાહેબની મોટી મદદ ધરાવતી**

# ધી બેંક ઓફ બરોડા લીમીટેડ.

## વડોદરા રાજ્યના બેંકર્સ.

(સને ૧૮૯૭ ના બરોડા કંપનીના એકટ ત્રીજા પ્રમાણે રજીસ્ટર થયલી)

હેડ **ઓફીસ**—માંડવી પાસે, **વડોદરા.**

**બ્રાંચીઝ:—અમદાવાદ, નવસારી, મહેસાણા, સુરત, અને મુંબઇ.**

| | |
|---|---|
| **કુલ્લે થાપણ** ... ... ... ... ... | **રૂ. ૬૦,૦૦,૦૦૦** |
| **ભરાયલી થાપણ** ... ... ... ... | **રૂ. ૨૦,૦૦,૦૦૦** |
| **રીઝરવ ફંડ** ... ... ... ... ... | **રૂ. ૧૨,૫૦,૦૦૦** |

---

## ડીરેકટરો.

(૧) ઓ॰ મી॰ લલ્લુભાઇ શામળદાસ, સી॰ આઇ॰ ઇ॰ ચેરમેન.

(૨) માધવજી દામોદર ઠાકરસી.

(૩) રા॰ રા॰ ભાસ્કરરાવ વીઠલદાસ મહેતા, એડવોકેટ, હાઇ કોર્ટ, મુંબઈ.

(૪) રાજરતન શેઠ મગનભાઇ પી॰ હરીભકતી નગરશેઠ (વડોદરા.)

(૫) શેઠ મગનલાલ હરગોવીંદદાસ કાંટાવાળા, વડોદરા મહારાજા મીલ્સના એજન્ટ.

(૬) શેઠ મણીલાલ રેવાદાસ (વડનગર.)

(૭) રા॰ બા॰ ગુનાજીરાવ રાજબા નીંબાલકર, વડોદરા.

(૮) રા॰ રા॰ રાવજી રઘુનાથ શીરગાવકર. નાયબ સુબા, વડોદરા રાજ્ય.

(૯) રા॰ રા॰ એ. એન. દાતાર, એકાઉન્ટન્ટ જનરલ, વડોદરા રાજ્ય.

**ચાલુ ડીપાઝીટ ખાતાંઓ**—રૂ૩૦૦ થી ૧૦૦૦૦૦)ની દર રોજની શીલક ઉપર દર વરસે દર સેંકડે બે ટકાનું વયાજ આપવામાં આવે છે અને તેથી વધુ રકમ ઉપર ખાસ જુદી ગોઠવણ કરવામાં આવશે. અરધા વરસનું રૂપયા ત્રણથી ઓછું વયાજ થતું હશે તો તે આપવામાં આવશે નહીં.

**બાંધી મુદતનાં ડીપાઝીટ ખાતાં.**—બાર મહીનાની બાંધી મુદતની અને તેથી વધારે અને ઓછી મુદતની ડીપાઝીટ માટેના ભાવ અરજ કરવાથી જણાવવામાં આવશે.

**સેવીંગસ બેંક.**—આ બેંકમાં સેવીંગસ બેંકનાં ખાતાં ઉઘાડવામાં આવે છે અને તે ઉપર દર વરસે દર સેંકડે ચાર ટકા વ્યાજ આપવામાં આવે છે, એક વરસમાં રૂ ૧૦૦૦) વયાજ સીવાય ને એકંદરે રૂ. ૫૦૦૦) સુધી દરેક ખાતાંમાં છેલ્લાજ વરસના વયાજ સીવાય રાખવામાં આવે છે. એક કરતાં વધારે નામો ઉપર ખાતાં ઉઘાડી શકાય છે; પરંતુ એક નામ ઉપર એકથી વધારે ખાતાં ઉઘાડી શકાતાં નથી.

**લોનસ વીગેરે.**—હુંડી અને એવાંજ બીજાં કીમતી કાગળયાં ઉપર, સધ્ધર જામીનગીરી ઉપર તથા વયાજબી રકમની મીલકત કબજામાં રાખી ખાસ ઠરાવેલા ભાવે તથા શરતે બેંક નાણાં ધીરે છે. ઘરાકોના સ્ટોકસ, શેરો, જામીનગીરીનાં કાગળયાં, ઘરેણાં, ઝવેરાત વીગેરે કીમતી તથા જોખમી ચીજો સહીસલામત રાખવાનું, પ્રોમીશરી નોટો, ડીબેનચરસ, સ્ટોકસ શેરો વીગેરે વયાજ આપતાં કાગળ ઉપરનું વયાજ ઉઘરાવી આપવાનું તથા ગવરમેન્ટ પેપર અને બધી જાતના શેર, સ્ટોક ડીબેનચરસ ને તેવીજ જાતનાં કાગળયાં વેચી તથા ખરીદી આપવાનું કામ બેંક કરે છે.

**સી॰ ઇ॰ રેનડલ, જનરલ મેનેજર.**

# THE BANK OF TAIWAN, LIMITED.

# ધી બેંક ઓફ ટાઇવાન, લીમીટેડ.

બાદશાહી જાપાનીસ સરકારના ખાસ ફરમાનથી સ્થાપન થયલી ૧૮૯૯.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ભરાયલી થાપણ | ... | ... | ... | ... | ૩૦,૦૦૦,૦૦૦ યેન. |
| પગાર થયલી ... | ... | ... | ... | ... | ૨૭,૫૦૦,૦૦૦ યેન. |
| રીઝર્વ ફંડ ... | ... | ... | ... | ... | ૬,૫૩૦,૦૦૦ યેન. |

વડી ઓફીસઃ—

ટાઇપેહ, ફોરમોસા.

શાખાઓઃ—

| | | |
|---|---|---|
| લંડન | યોકાહામા | કારેનકો, |
| ન્યુયોરક | મોજી | કીલુંગ |
| સેંગાહી | એમોય | માકુંગ |
| હોંગકોંગ | કેન્ટન | પીનાન |
| સીંગાપોર | ફુચાવ | શીનચીકુ |
| બતેવીઆ | હેનકાવ | ટાઇચુ |
| સેમારંગ | કીયુકીયાંગ | ટેઇનાન |
| સોરાબઇઆ | સ્વેટાવ | ટકાવ |
| ટોકયો | આકો | ટાંમસુઇ |
| કોબી | ગીરાન | ટોવેન |
| ઓસાકા, | કાગી | બેંગકોક |
| | | નાનતો |

આ બેંક વળી સ્વદેશમાં અને દેશાવરો ખાતે આડતયાઓની એક મોટી સંખયા ધરાવે છે.

ચાલુ ડીપોઝીટ ખાતાંઓ પસંદ કરેલાં ઘરાકો માટે ખોલવામાં આવે છે, અને રૂ. ૧૦૦૦થી રૂ. ૧૦૦૦૦૦ સુધીની રોજીંદી શીલકો ઉપર વારસીક સેંકડે ૨ ટકા લેખે બ્યાજ આપવામાં આવે છે, એવી રીતે કે અરધા વરસનાં બ્યાજની રકમ રૂ. ૫ કરતાં ઓછી નહીં હોય.

ફીક્ષડ ડીપોઝીટો એક વરસ અને તેથી ઓછી મુદત માટે સ્વીકારવામાં આવે છે, જેની શરતો અરજી કરવાથી જાણી શકાશે.

દરેક જાતનું બેંકીંગ અને એક્ષચેંજ કામકાજ બજાવવામાં આવે છે.

**K. Takemura,**

**કે. ટાકેમુરા-મેનેજર.**

પોસ્ટ બોક્ષ નં૦ ૪૭૭.

૫૬, એસપલેનેડ રોડ, કોટ, મુંબઈ.

# HOLLOWAY'S PILLS & OINTMENT

## નીચલી દવાઓ સોના જેવી કીમતી છે.
## હૉલૉવેની ગોળી તથા મલમ.



### આ સર્વ ઉપયોગી દવાઓ
### હીંદુસ્થાનના દરેક રહીશોએ પોતાના ઘરમાં સાચવી રાખવી જોઇએ

## હોલોવેની ગોળીઓ

લોહીને સ્વચ્છ કરે છે, શરીરની નબળાઈ દુર કરી કઉવત આપે છે અને **લીવર તથા મળ ઉપર** ધીમેથી પણ અસરકારક રીતે ગુણ કરે છે. એ ગોળી લીધાથી ખોરાક ખાવાની રૂચી **થાયછે** તેમજ લોહી શરીરમાં સારી રીતે ફરે છે અને આખા શરીરને તાકાત તથા જોર આપે છે. નબળાઇને લીધે માથાનો દુખાવો, શરીરનું ધ્રુજવું અને બીજી સાધારણ નબળાઇ **આ પ્રખ્યાત ગોળી સેવાથી** તદન જતી રહે છે. વળી સ્ત્રીઓના **તમામ દરદો જેવા** કે ચામડીના ડાઘો, ફોડકી, ગુમડાં વીગેરે **સરવે** ફરીયાદો—બીજી કોઇબી ઘરધતુ દવાઓ કરતાં આ ગોળી ઘણી **સરસ રીતે** નાબુદ કરી નાખે છે અને એના જેવી બીજી અકસીર દવા કોઇ નથી.

## હોલોવેનો મલમ

આખી દુનીયામાં સરવે ઠેકાણે પ્રખ્યાતી પામેલો છે. દરેક જાતનાં ગુમડાં, ચાંદાં અને **જખમ** બીજા કોઇ મલમ કરતાં આ મલમ ઘણી સારી રીતે રૂઝવી નાખે છે. **અદભુત** રીતે શરીરની અંદર પેસી **ગળાંના અને છાતીના તમામ** દરદો **તેમજ** ઉધરસ, હાંફણ, દંમ વીગેરે નાબુદ **કરે છે,** ગળાંનો કાકડો સાફ કરે છે અને છાતીના અંદરના ગુમડાં તથા રગોનું ફુલવું એ સરવેને બેસાડી દઈ સાજા કરી નાખે છે. વળી સંધીવા તથા સાંધાનું ઝલાઇ જવાથી **થતી** અતિ પીડા નાબુદ કરી દે છે.

## ગોળી અને મલમ

નં૰ ૧૧૩ સાઉથ વરક સ્ત્રીટ, લંડન ખાતે બનાવવામાં આવે છે.

**દરેક સુધરેલા શહેરમાં દવા વેચનારની દુકાનેથી ઉપલી દવાઓ મળશે**

**દવા વાપરવાની સુચના દરેક ભાષામાં છાપેલી દવાની સાથે મલશે.**

ખરીદદારોએ શીશી અને દબી ઉપરના લેબલ તપાસીને લેવા કે તે ઉપર **૧૧૩ સાઉથ વર્ક સ્ત્રીટ (છેલ્લું ૨૬૩-સ્ટ્રેન્ડ) લંડન** એ પ્રમાણે ઠેકાણું લખેલું નહી હોય તો તે બીજી જાતની છે એમ સમજવું.

# MAYPOLE DYE SOAP FOR HOME DYEING.

THE ART of DRESSING WELL is understood by most Ladies and **MAY POLE** soap furnishes the means for all.




What we wish to convey by this statement is:—that to buy new things for every change in colour dictated by fashion is extravagent, and for most people impracticable. It is also unnecessary, when by use **of MAYPOLE** soap you can **DYE AT HOME** in **15 Minutes** to the most delicate shade or colour, your Blouses, Laces, Silks, Satins, Gloves, Ribbons, Scarves, Feathers, Lingerie, Curtains &c.,

## NO MESS, NO TROUBLE, WON'T WASH OUT OR FADE.

COLOURS STOCKED.

ECRU CREAM, PINK, SALMON PINK, SCARLET, CERISE, CRIMSON, CARDINAL, TERRA COTTA, FAWN, NUT BROWN, DARK BROWN, CANARY, ORANGE, HELIOTROPE, DARK GREEN, MAUVE LIGHT BLUE, NAVY BLUE, PURPLE, PLUM, MAROON, ALOE GREEN, BLACK.

SOLD EVERYWHERE.

*THE MAYPOLE COMPANY (1899) Ltd.,*

**17, CUMMING STREET, KING'S CROSS,** LONDON, N.

SEND FOR OUR FREE PAMPHLET, THE PERFECTION OF HOME DYEING.

## ગરઘતુ રંગવાનો "મેપોલ સાબુ"

ઘણી બાનુઓ ઘણી સરસ રીતે કપડાંનો સંગાર કરવાનો હુંનર સમજે છે, જેને માટે **મેપોલ સાબુ** સઘલા સાધનો પુરા પાડે છે. એ વીષે અમે એટલુંજ કહીએ છીએ કે દરેક નવી રીઝનમાં કપડાંની ફેશનમાં જે જુદા જુદા ફેરફારો થાય છે તેવા વખતે એવા ફેશનનેબલ કપડાં ખરીદવાં એ લખલુંટપણું, મોટે બાગે તેમ બનવું અશકય અને વળી બીન જરૂરતું છે. તેનું કારણ એ કે **મેપોલ સાબુ** વાપરવાથી તમો ઘરમાં ૧૫ મીનીટની અંદર જેવાં માગો તેવા બીકટ રંગો સારી, લેસ, રેશમા તથા સાતીનનાં કપડાં, મોજાં, ડગલા, પાટલુન વગેરે કપડાંપર આપી શકશો.

**કાંઇબી બગડતું નથી, જાજી ખટપટ તથા મેહુનત પડતી નથી, અને વળી રંગ નીકલી જઇ ઝાંખો પડતો નથી.**

નીચલા રંગના સાબુઓ દરેક ઠેકાણેથી વેચાતા મળશે :—

એકરૂ, ક્રીમ, ગુલાબી, સામાન ગુલાબી, કીરમજી, સેરાઇઝ, ગુલાબી કારડીનલ, ટેરા કોટા, હરણના બચાંનો રંગ, નટ બ્રાઉન બુરો, ઘેરો બુરો, સેહેજ પીલો, નારંગયા, હેલીયોત્રોપ, બુરો લીલો, મોવ, સહેજ બ્લુ, નેવી બ્લુ, જાંબુરો, પ્લમ, મારૂન, ઘેરો લીલો, કાલો.

**ધી મેપોલ કંપની (૧૮૯૯) લીમીટેડ,**

**૧૭, કયુમીંગ સ્ટ્રીટ, કીંગ્સ ક્રોસ, લંડન, એન.**

"પરફેકશન ઓફ હોમ-ડાઇંગ"ની બુક મંગાવવાથી મોકલવામાં આવશે.

# "MALTINE" WITH COD LIVER OIL.




The healing and special dietetic values of cod liver oil are too well known to need recapitulation. Suffice it to say that it has a peculiar and effectual action on nutrition and is particularly valuable in consumption and other wasting conditions of the body.

There are, however, many objections to plain cod liver oil. It is very indigestible, and its characteristic odour and flavour render it unpalatable to a large number of people.

In "**Maltine**" however, these difficulties are overcome by a scientific and high grade combination of the oil with "**Maltine**"

The objectionable taste is quite masked by the pleasant nutty flavour of "**Maltine,**" and the oil is so broken up in the process of amalgamation that it at once becomes easily digestible, and readily assimilable, so that it is completely absorbed by the system.

This preparation gives all the advantages of malt with the additional benefits of the oil, and is of untold, unility in all cases of malnutrition and incipient rickets.

"The Oil is intimately blended with the Malt, and fulfil all the conditions of perfect digestion. 'Maltine' is an excel'ens Medium for the Oil, besides aiding materially in i s digestiont It has the additional merit of converting it into an elegant and palatable preparation."—. *Medical Press and Circular*

*LADY ANNE MURRAY, Loch Carron, Ross-shire. Writes* : "I have found it so wonderfully effective amongst the poor up here, and have three or four bad cases who are simply kept alive on it.

**Influence of Fat in Rickets.** Rickets is a disease mainly produced by the deficiency of fat ( with phosphates ) in the diet.

Weakly, rickety children are cured by the use of foods suitable to the condition and "**Maltine**" with Cod Liver Oil is a thoroughly reliable preparation and its use will be attended with the happiest results.

"**Maltine**" and "**Maltines**" with **Cod Liver Oil** are prepared only by

## THE MALTINE MANUFACTURING Co., Ltd.

### 183, ACTON VALE, LONDON, W.

## કોડલીવર ઓઇલ સાથનું મોલટાઇન.

કોડલીવર ઓઈલ ખોરાક તરીકે લીધાથી તેના ફાયદા અને ગુણો એટલા બધા જાણીતા છે કે તેનું વરણ કરવાની કાંઈ જરૂર નથી અને માટે એટલુંજ કહેવું બસ થશે કે તે નબળા બાંધા ઉપર ચમતકારીક રીતે ગુણ કરી શરીરમાં લોહી તથા માસ વધારે છે તેમજ શરીરની લકડી જતી હાલત અને ખઈના રોગ ઉપર વીશેસ કરીને ઘણુંજ કીંમતી છે. સાદુ કોડલીવર ઓઈલ અમણુંજ લેવાથી જલદીથી પાચન થઈ શકતું નથી તેમજ તેનો વાસ અને સવાદ ઘણા લોકોને નહીં પસંદ પડે તેવો છે. મોલટાઇન સાથે કોડલીવર ઓઈલને રસાયણ શાસ્ત્રીની રીત પરમાણે ઘણી સરસ રીતે ભેળી દેવાથી ઉપર કહેલી ખામીઓ દુર થઈ શકે છે. મોલટાઇનમાં કોડલીવર ઓઇલ ભેલવાથી તેનો અણગમતો સ્વાદ બદલાઈ જઇ તે સ્વાદીસત બને છે તેમજ તે એટલું બધું મળી જાય છે કે તે લીધાથી તરતજ પાચન થઇ શકે છે. આ બનાવટથી ખુદ મોલટાઈનના ફાયદા મલે છે તેમજ તેની સાથે વળી કોડલીવરના ફાયદા પણ માલમ પડે છે. જ્યારે બદહજમી અને શરૂઆતની બ્યાધીઓમાં ઘણુંજ ઉપયોગી છે

"કોડલીવર ને મોલટાઇન સાથે ઘણી સરસ રીતે ભેળી દીધેલું છે જેથી તે સંપુરણ રીતે પાચન થઈ શકે છે. વળી કોડલીવરને માટે મોલટાઇન એક સઉથી સરસ સાધન છે અને તે પાચન કરાવવામાં મદદ કરે છે તેમજ તેનામાં વીસેશ ગુણ એ છે કે તે કોડલીવરને સવાદીસ્ટ બનાવે છે." મેડીકલ પરેસ અને સરક્યુલર.

લેડી એની મરે કહે છે કે .." તે ગરીબ વરગમાં, ઘણું વીચીત્ર રીતે અસરકારક મને માલમ પડયું છે અને ત્રણ ચાર ગંભીર દરદીઓને તો તેના ઉપરજ માત્ર જીવાડવામાં આવ્યા છે."

**રીકેટમાં ચીકાસની અસર**—રીકેટ એક જાતનો વયાધી છે કે જે ફુખ્યત્વે કરીને ખોરાકની અંદર ચીકાસના કમીપણાથી ઉતપન થાય છે. નબળાં અને રોગીસ્ટ છોકરાંઓની તંદરોસતીને અનુસરતો ખોરાક આપવાથી તેઓ તદન સારાં થયાં છે, અને તે કોડલીવર ઓઇલ સાથનું મેલવેલું મોલટાઈન આપવાથી તેનું પરીણામ ઘણુંજ સારૂં આવે છે.

મોલટાઇન અને કોડલીવર ઓઇલ સાથનું મોલટાઇન ફકત લંડનની

**ધી મોલટાઇન મેન્યુફેકચરીંગ કંપની લીમીટેડ** બનાવે છે.

**૧૮૩, એકટન વેલી,—લંડન, ડબલ્યુ.**

Telegraphic Regd. Address:—
"Umrigar, Bombay"

Office- Telephone No. 398
House Telephone No. 275

# D. R. Umrigar Sons & Co.,

NO. 3, APOLLO STREET, FORT, BOMBAY.

**ESTABLISHED in the Year 1885.**

*Sole Agents in whole of India for the Patent*
*Corona Carpinches Blue Picking Bands & Double Tanned Belting.*

**REGISTERED TRADE MARK "PRAKKE" FOR D. R. UMRIGAR SONS & CO.**

Also Sole Agents For Naaml Venn the world-renowned Manufacturer of Patent Buffalo Pickers, Sole Agents to The Woollen Cloth Mfg. Co. Manufacturers of Sizing flannel, Roller & clearer cloths, and Textile Leather Beltings and many others.

Largest Importers & Contractors of Brown casing & Blue facing Papers & Straw boards for supply to Bombay & Mofussil Mills.

The Largest and Cheapest Depot of Cotton Mills & Gin Factory Stores-Supplies of requisite for Ginning Factories & Cotton Mills' Stores of description, viz: Bobbins Skewers, Egyptians & American Cotton banding, such as:—Rim, Scroll, Tubular, Mule spindle &c. also beltings of best maker, Roller skins, Ring travellers by (Eadie Brothers) China Clay, Farina, French chalk, Chloride of Zinc, Magnesia, Brown Casing Paper, Blue Facing Paper, Straw-Boards & Cut Brown Paper &c.

Indents for any of the Mill stores will be forwarded to England for execution on Most, advantageous terms and at moderate commission. Up country orders carefully & promptly executed. Samples and Prices on application.

Our carpinches picking bands are best of their kind in quality and durability & these last double the time than the Ordinary oak-tanned bands. A trial order solicited.

This is the only Firm where you can get cheap & good stores of all kinds for Cotton Mill & Gin Factory.

## મેસરસ દી૦ આર૦ ઉમરીગર સન્સ અને કુંપની,

૩, એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઇ, ટેલીફોન નંબર ૩૯૮.

સુતર મીલોના, જીનીંગ ફેકટરીઓના, પરેસોના તથા રેલવેનો સ્ટોર પુરો પાડવાને સસતામાં સસતી હમારી દુકાન છે.

હમારે ત્યાં સઘળો માલ ખુદ કારખાનાવાલાઓ તરફથી પરબારો આવવાથી ઘરાકોને ભાવમાં કીફાયત પડવા સાથ સારો માલ મલી શકશે.

બહારગામનાં વેપારીઓના તથા ઘરાકોના કામકાજને લગતા ઓરડરો તરતજ બજાવવામાં આવશે. મીલને લગતો જે સ્ટોરનો ઓરડર વીલાયતથી મંગાવવાને આપશે તે ઉપર પુરતું ધ્યાન આપી ઘણા ઓછા ભાવે તથા કમીશને મંગાવી આપશું.

હમારે ત્યાં હંમેશાં તઇયાર બધી જાતના વીલશન તથા દીકશન બ્રધરસના બાબીનસો, ઇજીપશીયન અને અમેરીકન બેનડીંગો, રોલર સ્કીનો, ઘણાજ ઉંચા મેકરના ચામડાના પટાઓ, સાઇઝીંગને લગતો માલ જેવો કે કલોરાઇડ ઓફ મેગનેશીયા, મીયુરેટીક ઓફ જીંક, ફરીના, બ્રાઉન કેસીંગ પેપર, બલુ ફેનસી પેપર વગેરે હમેશાં તઇયાર મલે છે.

હમારા પેટંટ કારપીનચીસ, પીકીંગ બેનડસો, મુંબઇની મીલોમાં ઘણુંજ વખણાય છે કારણકે તે ઘણાજ તકાઉ અને મજબુત છે અને વજનમાં ઘણાજ હલકા છે અને દરેક લેનથ ઉપર હમારો રેજીસ્ટરડ ટ્રેડમારક **"પરેકી" ફોર દી૦ આર૦ ઉમરીગર સનસની કું.** કરી મારવામાં આવે છે.

## મુંબઈ વરતમાન પરેસમાં વેચાતી ચોપડીઓ.

ઠેકાણું—શેઠ નાદીરશાહ વકીલના ઘરમાં, ચોકઠર રોડ, ફોર્ટ રોડ, —મુંબઈ.

# શેહેનશાહી જરથોસતીઓને બંદગી કરવાની પાક કેતાબો.

ખોરદેહ અવસતા—☞ આ જાતના નવા મરોડદાર કાલા અક્ષરે અવસતાના જુદાં જુદાં પદો પાડીને બંદગી પઢવાની સગવડ થાય તેવી રીતે ગોઠવી આ કેતાબ છાપેલી છે, એમાં બધી ન્યાએશો, પતેતો, દુવાઓ અને યશતો, એમાં હોરમજદ, અરદીબેહસ્ત, ખોરદાદ, આવાં, નાવલી સરોસ, રાતની મોટી સરોસ, હોમ, વનંત, બેહરામ યસત છે. આ કેતાબ કપડામાં બાંધી તે ઉપર અશો જરથોસ્તની સુંદર સબી સુનાં રૂપામાં એમબોસ કીધી છે—કીમત રૂ. ૧) પોસ્ટેજ દોઢ આનો.

ખોરદેહ અવસતા—☞ આ જાતના ઘણા મોટા ખુલા કાલા અક્ષરે અને અશલ ઉચ્ચારે છાપેલી બધી નયાયસો, પતેતો, દુવાઓ અને દસ યસતો તેમાઃ—હોરમજદ, મોટી હપતન, અરદીબેહસત, ખોરદાદ, આવાં, નાંધલી સરોસ, રાતની મોટી સરોસ, હોમ, વનંત, અને બેહરામ યસત છે. તે સાથે આ કેતાબ કપડાંમાં બાંધી તે ઉપર અશો જરથોસતની સુંદર સબી સુનાં રૂપામાં એમબોસ કીધી છે—કીમત રૂ. ૦॥,—પોસટેજ દોઢ આનો.

ખોરદેહ અવસતા—☞ આ જાતના નવા મરોડદાર કાલા અક્ષરે છાપેલી બધી નયાસો, પતેતો, દુવાઓ અને ઉપર જણાવવા મુજબ દશ યશતો છે અને સોબઈની બાઈન્ડીંગ કરવામાં આવી છે. રૂ. ૦॥—પોસ્ટેજ દોઢ આનો.

ખોરદેહ અવસતા—☞ આ જાતના નવા મરોડદાર કાલા અક્ષરે અને અશલ ઉચ્ચારે છાપેલી બધી નયાસો, પતેતો, દુવાઓ અને પાંચ યશતો તેમાં:—હોરમજદ, અરદીબેસત, બેહેરાંમ અને બેઉ સરોસ છે.—પતલાં પુઠાંની કીંમત રૂ૦ા–, જાડાં પુઠાંની રૂ૦ા=; પોસ્ટેજ એક આનો. આ અવસતાની ચોપડી ગજવામાં રહી શકે તેટલી નાહલાં કદની છે.

મુકતાદના દીવશોમાં ભણવાના ફરામરોદના હા તથા ગાથાના હાની ચોપડી—કીંમત ત્રણ આના,—પોશટેજ અરધો આનો.

છુટી ફરવરદીન યશત—(ફરોખશી) કીંમત ત્રણ આણા; પોશટેજ અરધો આનો.

છુટી આવાં યશત—જાડાં પુઠાની કીંમત ત્રણ આના તથા પતલાં પુઠાની કીંમત બે આના,—પોસ્ટેજ અરધો આનો.

# ઝોરાસ્ટ્રીયન કેલેંડરમાં આવેલી જુદી જુદી બાબદોનું સાંકલચું.

# શું તમારે વગર પૈસે સખાવત કરવી છે?

બાનુઓ અને ગૃહસ્થો સાંભળો, સખાવત કંઇ પૈસાથીજ થતી નથી. રૂપ્યો, બે રૂપ્યા, યાતો સેંકડો રૂપ્યાની સખાવત કરો, પણ એક ઉલટમંદ ઉદયોગી માણસને તેના કામમાં મદદ કરવી એના જેવી સખાવત એકે નથી. સખાવત એવી કરો કે તેના ભલાં સાથે તમારૂં પણ ભલું થાએ. માટે **શોરાબજીની કું૦** સરવે બાનુઓ અને ગૃહસ્થોને અરજ કરે છે કે આવા મોંધવારીના વખતમાં સરવેને સસ્તું પડતું, પણ ઉમદા, લગભગ ૧૮ દેશી અને ઈંગ્લીશ બનાવટના ઉતમ વાણામાંથી બનાવેલું અમારૂં **દાંતનું મંજન** મફત એકવાર વાપરી ખાતરી કરો. **આ મંજન કાંઇ ચાકનો લેપરો અને કાંઇક સુગંધીતું બનાવેલું નથીજ,** તેની ખાતરી તમો પોતેજ **ખુદ મંજન** વાપરીને કરો.

**આ મંજનના ગુણ**—દાંતને સફાઇદાર ચલકતા કરવા સાથે ઘણા મજબુત બનાવે છે. દાંત હીલતા અટકાવે છે, દાંતમાંથી લોહી જતું અટકાવે છે, **દાંતમાં પરૂ થયું હોય** તેનો પણ નાશ કરે છે, અને તે દાંતમાં નુકશાન કરતાં દરેક જીવજંતુનો નાશ કરી **દાંતને ઘણીજ મજબુતાઇ** આપે છે. દાંત ઉપરની ખોપરી નીકલી જવાથી જે દુખ તથા કલતર થાએ છે તેમજ કોઇપણ કારણુસર દાંત દુખતા હોય તેનો પણ આ મંજન લગાડવાથી નાસ થાએ છે અને ફરી દાંત દુખતા યાતો કલતા નથી. આ મંજન ઘણુંજ ખુશબોદાર છે તેમજ તેમાં કોઇપણ નુકશાન કરે તેવી ચીજનું મીશ્રણ નથી, માટેજ **નાના બચ્ચાંઓ** પણ વાપડી શકે. આ મંજનમાં કોઇપણ જાતની **એસીદ નાખી નથી,** સેમ્પલ મુફત મલશે.

**કીં. ૧) આંઉસના ૦)॥ અને ૧) આંઉસથી વધારે લેનારને ૧) રતલના રૂ૧॥। પડશે.**

**"સ્નો વ્હાઇટ" કેકસઃ**—બજારમાં વેચાતા કોઇપણ જાતના બ્લેન્કો કરતાં અમારો બનાવેલો "સ્નો વ્હાઇટ" સફેદ કેનવાસના તેમજ બકસ્કીનના તેમજ બનાતના બુટ અને સુઝને માટે તેમજ સફેદ હેટને માટે ઉતમ છે. આ "સ્નો વ્હાઇટ" લગાડવાથી ઉપલી દરેક ચીજ સફેદ બરફ જેવી થાએ છે અને સુકાયા પછી ખરી પડતો નથી.

૧) કેકના આના ૦)॥ અજમાવી ખાતરી કરો.

**સ્નો વ્હાઇટ પાઉદરઃ**—આ પાઉદર ઉપલો કેક જેવોજ કામ કરશે પણ ખુબી એજ કે ૩) આઉંસ પાણીમાં ૫૪ટ ૨) ચાહેની ચમચી પાઉદરની નાખીને કાચના બુચની સીસીમા ભરી તઇયાર રાખવાથી ૧૫) દીવસ ચાલશે અને કેક પીગલાવવાની જે રોજ કડાકુટ પડે છે તે મટી જશે. રતલ ૦)ના આના ૪ સેમ્પલ મુફ્ટ મલસે.

**એકલા બનાવનાર તથા વેચનાર.**

## શોરાબજીની કું૦

સેન્ટ, સાબુ, કોબનવાટર, પ્રોવીઝન, સ્ટેશનરી, વીજલીની બટીઓ, કટલરી, ચાહ, કોફી વગેરેના વેપારી.

**કોટમાં ગનબાવા સ્ટ્રીટ, ના૦ ૬૭-૬૯.**

**અમારે ત્યાં ચોખ્ખું ગામઠી મધ પણ વેચાય છે.**

# ગયા વરસનો ઇનતેખાબ,

### યાને

## યઝદેજરદી સને ૧૨૮૮ ના સાલમાં બનેલા જરથોસ્તીઓને લગતા જાણવાજોગ બનાવો.

---

### સખાવત.

આ વરસે સામાન્ય સખાવતનો આંકડો લગભગ સવા તેપન લાખનો, ઉઠમણાની છપાયલી રકમ દશ લાખ એકત્રીશ હજારની, ધરમનાં મકાનોની કીંમત સુમારે ગણતાં લગભગ ચાર લાખ રૂપીઆ મલી આ વરસની કુલે સખાવત સાડી સરસત લાખ રૂપીઆની થવા ગઇ છે.

ઉપર જણાવેલી રકમ આ વરસની છપાયલી સખાવતની છે પણ તેમાં એક સખાવત થવામાંથી તથા ઉઠમણામાં જણાવેલી રકમમાંથી બીજા ફંડોમાં અપાયલી, ધરમના મકાનોવાલી રકમ જે આગલાં વરશોમાં સખાવતોમાં ગણાઇ ચુકેલી, વીગેરેની રકમ સુમારે સાડા બાર લાખની બાદ થવા જેવી છે, તે બાદ કરીએ તો લગભગ રૂપીયા પંચાવન લાખ જેટલો આંકડો આ વરસની સખાવતનો થવા જાય છે, એમાં પીટીટ હાસપીટલને ભાડાના મલેલા ૩૫૮૧૩૩૦ આવી જાય છે.

અતરેના જાણીતા શ્રીમંત શેહેરી અને વેપારી શેઠ અરદેશર સોરાબજી ફરામજી પટેલ બી. એ. ૫૨ વરસની વયે રોજ ૨૪ મો દીન યઝદ માહા ૧૦ મો દેહ દાદાર સને ૧૨૮૮ યઝદેજરદી, તા૦ ૧ લી જુલાઈ ૧૯૧૯ ને દીને પેરીસ મધે બેહેસતનશીન થયા હતા. મરહુમ શેઠ અરદેશરની લાંબો વખત થયા તબીયત નરમ ચાલ્યા કરવાથી તબીયતના સુધારા માટે મરણની એક માસ અગાઉ યુરોપની મુશાફરીએ ગયા હતા. એવણ ઉપર પેરીસ ખાતે લકવાના કાટીલ દરદે હલો કરવાથી ત્યાં એવણનું મરણ નીપજ્યું હતું. શેઠ અરદેશરનો જનમ કદમી રોજ ૧૪ મો ગોસ યઝદ, માહા ૪ થો તીર સને ૧૨૩૭ યઝદેજરદી, તા૦ ૪ થી જાનેવારી ૧૮૬૮ ને દીવસે મુંબઇમાં થયો હતો. એવણે ૧૮૯૧ માં બી. એ. ની પરીક્ષા પસાર કરવા પછી એવણ પોતાના મરહુમ બાવા શેઠ સોરાબજીની પેહેડીમાં એક ભાગયા તરીકે જોડાયા હતા. શેઠ અરદેશરના બાવા શેઠ સોરાબજી ઘણા કુનેહબાજ મોટા વેપારી હતા અને એવણનું વેપારી ફરમ "ફરામજી સનસની કંપની"ને નામે લગભગ ૮૦ વરસ થયા આપણા શાહેરમાં જાણીતું છે. શેઠ અરદેશરે પોતાના બાવાની વેપારી પેહેડીપરથી ૧૯૦૯ માં છુટા પડીને પોતાના મરહુમ ભાઇ શેઠ ખરશેદજી સોરાબજી પટેલ સાથે "ક્. એન્ડ એ. એસ. ફરામજી" ને નામે લંડન તથા પેરીસ ખાતે મોતીનો તેમજ ચીન સાથે મોતી, ચાહા, રેશમ અને અતરેના ગામડી સુતરનો બોહલા પાયા ઉપર વેપાર ચલાવવા માંડયો હતો. ૧૯૧૨ માં શેઠ ખરશેદજીના મરણ પછી શેઠ અરદેશર પોતે એખલા ધંધો કરતા હતા. મરહુમના વડા ભાઇ શેઠ બાપુજી સોરાબજી પટેલ જેવણ પોતાના પીતાની જાણીતી પેહેડી "ફરામજી સનસની કંપની"ના માલેક છે એવણે હજી સુધી પોતાનું બીઝનેસ કરવાનું ચાલુ રાખ્યું છે. મરહુમ શેઠ અરદેશર પોતા પાછલ લખો રૂપ્યાની મોટી દોલત મેલી ગયા છે અને પોતાના વીલમાં અગીયારથી બાર લાખ રૂપયાની બાદશાહી રકમ સખાવતના કામમાં વાપરવા ત્રસ્ટીઓને ફરમાવી ગયા છે કે લાયક પારસી જવાનોને હરેક ધંધાની ઉંચી કેલવણી માટે યુરોપ તથા અમેરીકા ખાતે

મોકલાવવા. એ ઉપરાંત સ્કુલ યા કોલેજની ફી આપવા તથા હાસપીટલો, સુવાવડખાનાને તેમજ ગરીબ જરથોસતીઓને પગાર વગેરેની મદદ કરવા બોહોલી સતા આપવામાં આવી છે. શેઠ અરદેશરના વીલના એકઝીકયુટરો અને ટ્રસ્ટીઓ તરીકે નીચલા ચાર ગ્રહસથોને નેમવામાં આવયા છેઃ– શેઠ બેરામજી નવરોજી ગામડીયા, શેઠ ખરશેદજી ધનજીભાઇ શરાફ સોલીસીટર, શેઠ દીનશાહ ખરશેદજી દાજી સોલીસીટર અને શેઠ ધનજીશાહ બાપુજી દેશાઇ (રંગુનવાલા). મરહુમ શેઠ અરદેશરના ભાઇ બેહેસતનશીન શેઠ ખરશેદજી સોરાબજી પટેલ બી. એ. ની આશરે ત્રણ લાખ રૂપયાની નાદર રકમ સખાવતમાં ૧૯૧૩ ના સાલથી આપવામાં આવી છે અને તેના વીયાજમાંથી પણ ઉપર મુજબ ઉપયોગ કરવામાં આવે છે. આ મુજબ બેઉ ભાઇઓ તરફથી પંદર લાખ રૂપયાની બાદશાહી રકમ સખાવતમાં આપવામાં આવેલી છે.

કરાંચીના જાણીતા સખાવતી શેહેરી ઓનરેબલ શેઠ જાહાંગીર હો. કોઠારી, ઓ. બી. ઇ.એ હંમેશ મુજબ આ વરસે પોતાના સખી દીલગુરદા મુજબ સખાવતમાં પોણાપાંચ લાખ રૂપયાની નાદર રકમ આપી હતી. શેઠ જાહાંગીરજીએ કરાંચી ખાતે કલીફટનના દરીયા કીનારા ઉપર ફરવા હરવા સુંદર જગા બનાવા માટે લગભગ પોણાબે લાખ રૂપયાની કીમતની ઇસટેટ અને રહેવાનો મોટો બંગલો ગયે વરસે મ્યુનીસીપાલીટીને ભેટ આપયો હતો તેથી એ જગાને "જાહાંગીર કોઠારી પેરેડ કલીફટન" એવું નામ આપવામાં આવ્યું છે. એનો પાયો નાખવાની ક્રીયા તા૦ ૧૦ મી ફેબરવારી ૧૯૧૯ ને દીને મુંબઇના નામદાર ગવરનર અને લેડી લોઇડે કરી હતી. એ વખતે નામદાર ગવરનરે શેઠ કોઠારીને આવી કીમતી સખાવત માટે મુબારકબાદી આપી ઉપકાર માન્યો હતો. એ પછી એવણે ૧૯૧૯ ના આગસ્ટ માસમાં પેરેડથી વોટર સાઇડ સુધી એક સુંદર પથરનો ડકકો અથવા પુલ બાંધી દરીએ કીનારે એક પેવીલીઅન ઉભો કરવા માટે લગભગ ત્રણ લાખ રૂપયાની નાદર રકમ એવી સરતે આપી છે કે એ ડકાને નામદાર લેડી લોઇડનું નામ આપવું અને એનો પાયો નાખવાની ક્રીયા એ નામદારને હાથે કરવામાં આવશે. કરાંચીના જાહાંગીર બાગમાં જરથોસતીઓ સારૂ લગન તથા નવજોત વગેરેની ક્રીયા કરવા માટે એક કુસાદે હોલ તથા શોભાયમાન ગેલેરી જેમાં લગભગ ૫૦૦ બેઠકનો સમાવેશ થઇ શકે તે માટે રૂ૩૭૦૦૦ આપયા છે તેથી એ હોલ બાંધવાનું કામ શરૂ કરવામાં આવ્યું છે. એમણે પ્રેસીડંનસી વોર અને રીલીફ ફંડની સીંધની શાખાના તથા લશકરને આવકાર આપવાના ફંડના અને કીંગ એડવરડ મેમોરીયલ ફંડનાં ઓનરરી સેકરેટરી અને ત્રઝર તરીકે એ ત્રણ ફંડોને લગતો લગભગ અરધો લાખ રૂપયા જેટલી મોટી રકમનો ખરચ કરયો હતો. એ બધો ખરચ એવણે પોતાની ગીરોથી આપયો છે, તેમજ ફરાનસ તથા મેસોપોટેમીયા વગેરે ઠેકાણેથી લડાઇ પરથી ગયા જાનેવારીમાં કરાંચી ખાતે પાછા ફરેલા બ્રીટીશ તથા હીંદી અમલદારો અને સીપાહોને આવકાર આપવાના ફંડમાં રૂ૨૫૦૦૦ ભરીયા હતા. કરાંચી ખાતે સઘળી કોમની છોકરીઓની સ્કુલનું મકાન બાંધવા માટે રૂ૨૫૦૦૦ ની રકમ આપી છે. એવો સાહેબ સંકટ સમયે હંમેશા સારી મદદ આપતા રહયા છે તેમ ૧૯૧૮ ના નવેમબરથી આવેલા ભયકર ઇનફલ્યુએનઝા વગેરેના ઉપદ્રવ દરમયાન જરથોસતીઓને સારી મદદ આપી ગરીબ કુટુંબોમાં અનાજ, ગરમ તથા સુતરાઉ કપડાં વગેરે પોતાની ગીરોથી હજારો રૂપયાની કીંમતના વહેચી આપવા ઉપરાંત પારસી રીલીફ કમીટી હસ્તક જરથોસતીઓ માટે ઉઘાડવામાં આવેલી હાસપીટલનો સઘલો ખરચ મહીનાઓ સુધી એવો શેઠ તરફથી કરવામાં આવયો હતો. એવણે બીજા ધરમ ખાતાઓ તથા ફંડોમાં સારી રકમો ભરી હતી.

અતરેના જાણીતા સખી શેઠયા અને મોટા શેર દલાલ સર શાપુરજી બરજોરજી ભરૂચાએ આ વરસે પોતાના સખી દીલગુરદા મુજબ જુદા જુદા ફંડો તેમજ ધરમખાતાઓને અને ગરીબોને નાણાની સારી મદદ કરવા ઉપરાંત નીચલા ધરમખાતાઓમાં લગભગ સવાત્રણ લાખની નાદર રકમ બક્ષેસ આપી છે. વળી એવો શેઠ પારસી કોલેજની સથાપવાનાજ શુભ ઇરાદાથી લખે

રૂપયાની બાદશાહી રકમ સખાવતમાં આપવાનો ઇરાદો રાખે છે જે એ સખી શેઠયા માટે ઘણુ માન ભરેલું છે. હીંદુસ્તાનમાં પડેલા સખત દુકાળને લીધે સર શાપુરજીએ કાઠયાવાડના દુકાળ સંકટ નીવારણ ફંડમાં ઘાસ માટે રૂ૫૦૦૦૦, અનાજ માટે રૂ૨૫૦૦૦, કપડાની ખરીદી માટે રૂ૨૫૦૦૦ અને મુંબઈના દુકાળ સંકટ નીવારણ ફંડમાં રૂ૨૫૦૦૦ મલી સવા લાખ રૂપયાની રકમ તેમજ બીજા જુદાં જુદાં દુકાળને લગતાં ફંડોમાં નાણાની નાધલી મોહટી રકમો ભરી હતી. એવો શેઠે પુણાની સરદાર દસ્તુર નોશીરવાન ગરલસ સ્કુલનું એક વધુ નવું મકાન બાંધવા માટે રૂ૪૦૦૦૦, બાઇ આવાંબાઇ ફરામજી પીટીટ પારસી ગરલસ આરફનેજને લગતી જમીન ઉપર એક કોટેજ બાંધવા રૂ૩૫૦૦૦, જરથોસ્તી બાળકોને નીશાળમા ધરમની નીતીની તથા ઇતીહાસની કેળવણી માટે જશન કમીટી હસતક ઉઘાડેલા ફંડમાં રૂ૨૫૦૦૦, નવી પુણા કોલેજની લાયબરેરીના મકાન માટે રૂ૨૦૦૦૦, ભરૂચના સુનાબાઇ દલાલ સુવાવડખાનામાં આઇસોલેશન વોરડ બાંધવા માટે રૂ૧૫૦૦૦, મુંબઇની પારસી પંચાયત હસતકના ફંડોમાં ખાતું પાડવા માટે રૂ૧૪૦૦૦, વાંદરેના બાઇ શીરીનબાઇ કામાના કોનવેલેસ્ટના બીલડીંગ ફંડમાં રૂ૧૦૦૦૦ના પાા ટકાનાં વોર બોંડ, જરથોસ્તી છોકરીઓની નીશાળ મંડળીના એનડાઉમેંટ ફંડમાં રૂ૭૪૦૦ ની ૩ાા ટકાની લોન, સુરતના બાઇ ગુલબાઇ મહેતા મેટરનીટી હાસપીટાલમાં રૂ૫૦૦૦, સુરતના શેઠ મોરારભાઇ વીજભુખણદાસ સ્ત્રી છોકરાંની આસપીટાલમાં એક બીછાના માટે રૂ૩૫૦૦ અને સુરતના લેડી વીલીંગડન અશકતાશ્રમમાં રૂ૩૦૦૦ આપ્યા હતા.

લેડી પીરોજબાઇ શાપુરજી ભરૂચાએ મુંબઇના પારસી પંચાયત હસ્તકના રવાનોને અવલમંજલ પોહચાડવાના તથા સગડીમાં ભણતર ચાલુ રાખવાના ફંડમાં રૂ૪૦૦૦ તથા બીજા સખાવતી ખાતાઓમાં સારી રકમ ભરી હતી.

કરાંચીના જાણીતા શેહેરી ને વેપારી શેઠ અરદેશર હોરમજી મામાએ કરાંચી ખાતે ગયે વરસથી ચાલુ થયલી મામા પારસી ગર્લસ સ્કુલ માટે રૂ૩૦૦૦૦૦ તેમજ કરાંચીની શેઠ હીરજીભાઈ બહેરાનાની દરેમહેરમાં હોલ વિગેરે બાંધવા માટે રૂ૨૫૦૦૦ ની નાદર રકમ આપી હતી. એ ઉપરાંત એવો શેઠે કરાંચીમાં જરથોસ્તીઓ સારૂ વગર નફે અનાજ વગેરે વેચવા માટે દુકાન ખોલવા રૂ૧૦૦૦૦, કરાંચીની લેડી ડફરીન હોસ્પીટાલના ફંડમાં રૂ૧૦૦૦૦, મુંબઇની અપંગો માટેની વિકટોરીઆ મેમોરીઅલ સ્કુલમાં તાલીમ લેતા અપંગ હીંદી સોલજરોના લાભ અરથે રૂ૧૦૦૦૦, સેન્ટ ડન્સ્ટનનાં ઇગ્લાંડ મવેના અંપગ સેલર અને સોલજરોનાં હોમમાં રૂ૫૦૦૦, કરાંચીની આરમી વેલકમ ફંડમાં રૂ૫૦૦૦, મુંબઇની શેઠ સોરાબજી બંગાલીની સ્કુલના નીભાવ ફંડમાં રૂ૫૦૦૦, મુંબઇની જરથોસ્તી જશન કમીટીના ધરમ તથા નીતીની કેળવણીના ફંડમાં રૂ૧૦૦૧, કરાંચીના પારસી વીરબાઇજી સ્કુલના ફંડમાં રૂ૫૦૦૦ આપયા હતા. એવણે કેટલીક નાની મહોટી રકમો કરાંચી તથા મુંબઇ ખાતે સ્પોટરસ તથા કેલવણીના ઉતેજન અરથે તેમજ બીજા પરચુટણ ધરમ ખાતાઓ તથા ફંડોમાં ભરી છે.

બાઈ રતનબાઈ એદલજી બામજીએ પોતાનો નવસારી લુનસીકુઇ તરફનો બંગલો અને તે સાથે રૂ૧૦૦૦૦૦ ની નાદર રકમ મુંબઇના પારસી પંચાયતના ટ્રસ્ટીઓના સ્વાધીનમાં આપયાં છે કે એ બંગલાનો સેનેટેરીઅમ તરીકે ઉપયોગ કરવો અને રૂપીઆ એક લાખની રકમમાંથી રૂ૫૦૦૦૦ નાહાના બલોકો બાંધવા માટે વાપરવા અને બાકીના રૂ૫૦૦૦૦ સેનીટેરીયમનાં નીભાવ માટે અનામત રાખવા. એવણે ધરમપોરના ખહીના દરદીઓ માટેના કીંગ એડવરડ સેનેટરીયમમાં દરદીઓ સાથે જતા ખેશીઓના ઉતારા માટે રૂ૫૦૦૦ ના ખરચે એક ગેસ્ટ હાઉસ બંધાવી તેમાં જોઇતાં ફરનીચર વીગેરે સઘળી જરૂરયાતો પુરી પાડી તેનું નામ "અદલ ગેસ્ટ હાઉસ" રાખયું છે. ધરમપોરના રેલવે સ્ટેશનની સામેજ એ સેનેટેરીયમ આવેલું છે અને તયાંથી ૭ માઇલને છેટે કસાવલી ખાતે હડખાં કુતરાંએ કરડેલા આસામીઓ સાથે જનારાઓને માટેબી આ મકાન ઉપયોગી થઇ પડશે.

મુંબઇના જાણીતા શેહેરી સર દોરાબ જમશેદજી તાતાએ વારસીક રૂ૧૦૦૦૦૦ની નાદર રકમ આપવા કબુલવાથી મુંબઇના ઉતર ભાગમાં એક જંતુ વીદયાં માટેની લેબોરેટરી અને કીંગ એડવરડ મેમોરીયલ હોસપીટાલ તેમજ તેના સંબંધમાં ગરમ મુલકના વઇદાંનું શીક્ષણ આપનારી એક સ્કુલ ઉભી કરી તેને નીભાવવાનું મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશને પોતાને માથે લીધું છે અને તે માટે જમીન તથા નાણાં કીંગ એડવરડ મેમોરીયલ કમીટીએ આપ્યા છે. આ માટે રૂપયા એક લાખની વારસીક રકમ એક પોસટ ગ્રેડયુએટ સ્કુલ ઓફ ટ્રોપીકલ મેડીસીનને નીભાવવાને માટે આપવાની માંગણી સર દોરાબ તાતાએ કરી હતી તે સરકારે સ્વીકારી છે. સર દોરાબ તાતાની યોજનાનો મુખ્ય ભાગ એ છે કે હોસ્પીટાલમાંના દરદીઓને તપાસને લગતાં તેમજ દરદ સારૂ કરવાને લગતા શીક્ષણ આપવા માટે એક પ્રોફેસરની નેમણુક કરવી અને ૫૦ બીછાણા તે પ્રોફેસરના આંકોશ હેઠળ મુકવાં તેથી તે બીછાણાઓવાળા દરદીઓની ઘટતી સારવાર માટે તે પ્રોફેસર જોખમદાર રહેશે.

અતરેના જાણીતા શેહેરી મરહુમ સર રતન જમશેદજી તાતાના વીધવા લેડી નવાઝબાઇ તાતાએ પારસીઓ માટે હવા ખાવાનાં સ્થળે એક કોનવેલેસંટ હોમની યોજના માટે પોતાનો એક કીંમતી બંગલો અને તેના નીભાવ માટે એક લાખ રૂપીઆની રકમ આપવા જણાવ્યું છે.

સખીવજુદ બાઇ હમાબાઇ જે. કે. મહેતાએ આ વરસે કરેલી રૂ૪૪૩૯૮ ની સખાવતની વીગતઃ—ગરીબ જરથોસતીઓનું પોષણ કરવા, મરણ ખરચ કરવા, વીમાના ફાલો ભરવા તથા દવાદારૂ વીગેરે કામ સારૂ આપયા રૂ૨૬૧૫૦, ગ્રાંટરોડનાં ધરમાદા દવાખાના માટે થએલા ખરચના રૂ૪૮૭૨, ગરીબ જરથોસતીઓને સકુલ ફી તથા ચોપડીઓ વીગેરેના આપેલા રૂ૧૦૦૨૦, સસતા અનાજની દુકાન ફંડમાં રૂ૨૦૦, જે. જે. હોસપીટાલ નર્સીંગ ફંડમાં રૂ૩૦૦, સુરત શેહેરના ગામડામાં તાવથી પીડાતા ગરીબોના ફંડમાં રૂ૩૦૦, માથેરાન ફેમીન ફંડમાં રૂ૧૦૦, પુણાના જોઇન્ટ મીશન ક્રેશ પંચ હાઉસમાં રૂ૧૦૦, જરથોસતી સ્ત્રી મંડળ ફંડમાં રૂ૧૦૧, સેન્ટ એન્થની ઇન્સ્ટીટયુશન કેનેરાને રૂ૩૦, સેન્ટ જોશફ ફાઉન્ડલીંગ હોમને રૂ૨૫, અને નારગોલની સ્કુલ તથા હાસપીટાલમાં રૂ૨૨૦૦.

બાઇ હમાબાઇ જે. કે. મહેતા (મીસ હમાબાઇ ફરામજી પીટીટ) અને સર દીનશાહ માણેકજી પીટીટ બીજા બારોનેટ તે બાઇજી આવાંબાઈ ફરામજી પીટીટના ત્રસટીઓએ આ વરસે સખાવતમાં ગરીબ જરથોસતીઓને સદરો પેહરાવવા તથા બીજી ધરમની ક્રીયાઓ કરાવવાના કામ માટે રૂ૮૩૫ આપયા હતા.

અંતરેના જાણીતા શેહેરી અને સખી શેઠયા શેઠ જહાંગીર બમનજી પીટીટે આ વરસે કરેલી રૂ૩૨૦૦૦ ની સખાવતની વીગતઃ—મરહુમ શેઠ બમનજી દીનશાહ પીટીટની યાદમાં બમનજી દીનશાહ પીટીટ પારસી જનરલ હાસપીટલનાં નીભાવ ફંડમાં રૂ૧૦૦૦૦, મરહુમ બાઇ હમાબાઈ ફરામજી કામાની યાદમાં બમનજી દી. પીટીટ પારસી જનરલ હાસપીટલનાં નીભાવ ફંડમાં રૂ૧૦૦૦, બોમ્બે પ્રેસીદનસી ફેમીન રીલીફ ફંડમાં રૂ૧૦૦૦, પંજાબ રીલીફ ફંડમાં રૂ૧૦૦૦, દેશમાં રાજદવારી તેમજ જાહેર સવાલોના સંબંધમાં પ્રજામત ખીલવવા માટેના ફંડમાં રૂ૭૫૦, ઇનફલુએનઝાની બીમારી વખતે મુંબઇનાં ગરીબ જરથોસતીઓને મુફત દવા વીગેરે આપવાનાં ફંડમાં રૂ૫૦૦, ઇનફલુએનઝાની બીમારી વખતે ગરીબ મુફલેસોને મુફત દવા વીગેરે આપવાનાં ફંડમાં રૂ૫૦૦, ગરીબ જરથોસતીઓને સસતો અનાજ આપવા પારસી પંચાયતે ખોલેલા ફંડમાં રૂ૫૦૦, પરચુટન નાનાં મોટાં લડાઇના સંબંધમાં ખોલેલાં ફંડોમાં રૂ૫૦૦, મોડરેટ કોનફરન્સનાં ફંડમાં રૂ૫૦૦, મરહુમ શેઠ બમનજી દીનશાહ પીટીટની યાદમાં સુરતની પારસી છોકરાઓની આરફનેજનાં ફંડમાં રૂ૫૦૦, મરહુમ શેઠ દાદાભાઈ નવરોજીની યાદગારીનાં ફંડમાં રૂ૫૦૦, સર

વીલીઅમ વેડરબરનની યાદગીરી રાખવાનાં ફંડમાં રૂ૫૦૦, લોરડ વીલીંગ્ડનની યાદગીરી રાખવાનાં ફંડમાં રૂ૫૦૦,લેડી વીલીંગ્ડન મેમોરીયલ ફંડમાં રૂ૨૫૦, યંગ મેન્સ હીંદુ એસોસીએશનનાં ફંડમાં રૂ૨૦૦, નવસારીમાં એક જાહેર રસતો બાંધવાનાં ફંડમાં રૂ૨૦૦, દુકાળ તથા મોંઘવારીના સબબે મુંબઇ તેમજ દેશાવરનાં જરથોસ્તીઓને મદદ કરવાનાં પરચુટન ફંડોમાં રૂ૨૦૦, દુકાળ તથા મોંઘવારીનાં સબબે મુંબઇ તેમજ દેશાવરના સઘલા વરગનાં ગરીબોને મદદ કરવાનાં ફંડોમાં રૂ૨૦૦, ગીરગામ (ડી. વોરડ)નાં ગરીબ તથા મધયમ વરગનાં જરથોસતીઓને સસતો અનાજ આપવાનાં ફંડમાં રૂ૧૫૦, લેડી વીલીંગ્ડન વીમેન્સ હોસ્ટેલનાં ફંડમાં રૂ૧૫૦, જરથોસ્તીઓમાં મુદ્દલ ભાવે અનાજ વેંહેંચવા માટે એક ખાસ નાનો ઓરડો બાંધવાનાં ફંડમાં રૂ૧૦૦, માથેરાન તથા આસ-પાસનાં ગામડાઓનાં ગરીબોને સસતો અનાજ આપવાનાં ફંડમાં રૂ૧૦૦, કોલાબા ડીસ્ત્રીકટમાં ઇનફ્લુએનઝાની બીમારી વખતે મદદ આપવાનાં ફંડમાં રૂ૧૦૦, રોયલ સીલવર વેડીંગ ફંડમાં રૂ૧૦૦, જરથોસ્તી દીનની ખોલ કરનારી મંડલીનાં ફંડમાં રૂ૧૦૦, ઇન્ડીઅન ઇન્ડસ્ટ્રીયલ એકઝી-બીશનનાં ખરચનાં ફંડમાં રૂ૧૦૦, સેન્ટ ઝેવીઅરસ કોલેજ તથા સ્કુલની ગોલ્ડન જ્યુબીલી ઉજ-વવાનાં ફંડમાં રૂ૧૦૦, મ્યુનીસીપલ કોરપોરેશન હોલમાં સર ફીરોઝશાહ મહેતાની ઓઇલ પેનટીંગની સબી મુકવાનાં ફંડમાં રૂ૫૦, સર ઇબરાહીમ રહીમતુલ્લા પોરટરેટ ફંડમાં રૂ૫૦, એન્ટી-ટયુબરકયુલોસીસ લીગનાં સંબંધમાં ખોલવામાં આવેલા ડા૦ ટરનર ટેસટીમોનીઅલ ફંડમાં રૂ૫૦, પ્રોફેસર સ્કોટની યાદગીરીનાં ફંડમાં રૂ૫૦, પ્રોફેસર બેનની યાદગીરીનો ફંડમાં રૂ૫૦, મહાબલેશ્વરનાં જરથોસ્તીઓની આરામગાહનાં ફંડમાં રૂ૫૦, હીન્દુ વીડોઝ હોમનાં ફંડમાં રૂ૫૦, સુરતના જરથો-સ્તીઓને ઇનફ્લુએનઝાની બીમારી વખતે મદદ કરવાનાં ફંડમાં રૂ૫૦, સુરતના જરથોસ્તીઓને મોંઘવારીના વખતમાં સસતો અનાજ આપવાનાં ફંડમાં રૂ૫૦, સતારા તથા આસપાસના ગામડાં-ઓના દુકાલીઆંઓને તથા ઢોરોને મદદ કરવાના ફંડમા રૂ૫૦, સેનત્રલ પ્રોવીનસીસમાં પેનદ્રા ખાતેના દુકાલીઆઓને મદદ કરવાના ફંડમાં રૂ૫૦, માહબલેસ્વર તથા આસપાસના ગામડાંઓના ગરીબોને મુફ્ત અનાજ તથા કાપડ આપવાના ફંડમાં રૂ૫૦, મુંબઇના આરટ એકઝીબીશનમાં ઇનામ આપવાના ફંડમાં રૂ૫૦, સેન્ટ ઝેવીઅરસ કોલેજ "ટેનીસ દબલશ"નાં ફંડમાં રૂ૫૦, પરચુ-ટન ફંડોમાં રૂ૫૦૦૦, ગરીબાઇ, નવજોત, લગન વીગેરે માટે મદદ તરીકે આપેલા રૂ૪૦૦૦, અને કેલવણી, હુન્નર, ઉદ્યોગ વીગેરે માટે મદદ તરીકે આપેલા રૂ૨૦૦૦.

અતરેના જાણીતા સખી શેહેરી શેઠ રૂસતમજી બેરામજી જીજીભાઇએ આપણા શેહેરમાં ગરીબ નાવારેસ બાળકોના રક્ષણ માટે એક આશ્રમ ગ્રહ સ્થાપવા માટે રૂ૫૦૦૦૦ ની નાદર રકમ બાળકોના રક્ષણ માટે સ્થાપવામાં આવેલી સોસાયટીને આપી છે. આ રકમમાંથી બાળકો માટે એક 'હોમ' દાદર તરફ બાંધીને 'ધી બેરામજી જીજીભાઇ હોમ ફોર ચીલડરન' નામ આપવામાં આવશે. શેઠ રૂસતમજીની સખાવત વખાણને લાયક છે કારણ કે આથી મુંબઇના ભીખારીઓની પીડા દુર થઇ આ આશ્રામગ્રહની મોટી ખીલવણી થવાની વકી રહેશે તેમજ રખડતાં અને ભીખારી બાળકોને આ હોમમાં રક્ષણ તથા કેળવણી મળશે.

કવેતાના જાણીતા શેહેરી અને વેપારી ખા૦ બા૦ બરજોરજી દોરાબજી પટેલ સી. આઇ. ઇ.એ આ વરસે કરેલી રૂ૫૭૬૨૦ ની સખાવતની વીગતઃ-સુરત જીલ્લાના રાંદેરથી કુડયાણાં સુધીની પાકી સડક બાંધવા રૂ૨૦૦૦૦, કવેતા પારસી અનજુમન ફંડોમાં રૂ૨૨૦૦૦, મુંબઇ પ્રેસીડનસી ફેમીન રીલીફ ફંડમાં રૂ૭૫૦૦, ભરૂચના ફેમીન રીલીફ ફંડમાં રૂ૫૦૦, સુરત જીલ્લાના ઓલપાડના કેટલાક ગામોમાં હવાડા ભરવા તેમજ ગરીબોને અનાજ, કપડાં વીગેરે આપવા માટે રૂ૨૦૦૦, સુરત જીલ્લાની માંડવીની સ્કુલને ઇનામ આપવા રૂ૧૦૦૦, કવેતાની મીસીન ઝનાના હોસપીટલને રૂ૧૯૦૦, કવેતાની એસોસીએશનને રૂ૧૦૦૦, સકરના ફંડમાં રૂ૬૦૦, કવેતા રેડ ક્રોસ ફંડમાં રૂ૬૨૦ અને મુંબઇના સેંટ જોસફ હોમના નરસીંગ ફંડમાં રૂ૫૦૦. એ ઉપરાંત શેઠ બરજોરજીએ બીજા ઘણાક ફંડોમાં નાણાની સારી મદદ કીધી હતી.

અતરેના જાણીતા શેહેરી શેઠ કાવસજી જાલભાઇ શેઠે ડાકટર માસીનાની હાસ્પીટાલમાં સુવાવડખાનાનો એક અપ-ટુ-ડેટ બલોક બાંધવા રૂ૨૫૦૦૦ આપ્યા હતા. એવણે દેવલાલીમાં બહાદુરજી સેનેટરીઅમમાં બલોક બાંધવા અને જાલભાઇ શેઠ મેમોરીઅલ બીલડીંગ માટે તથા બીજા એવા ધરમ ખાતામાં મોટી રકમો આપેલી છે. એઓની સખાવત મોટે ભાગે છુપી છે અને ઘણાંક લાએક ખાતાંઓને ચાલુ મદદ કરે છે તથા ઘણાંક ગરીબ લોકો પણ સારો આશરો મેળવે છે.

મુંબઇ તથા એડનના શાહ વેપારી અને સખી શેઠયા શેઠ હોરમજી કાવશજી દીનશાહ એડનવાલા એમ. વી. ઓ. એ આ વરસે સખાવતમાં હંમેશ મુજબ પોતાના સખી દીલગુરડા મુજબ અનેક ધરમ ખાતાંઓ તથા ફંડોમાં નાણાની મોટી મદદ કરવા ઉપરાંત જરથોસતી છોકરીઓની નીશાળ મંડલીના એનડાઉમેંટ ફંડમાં વ્યાજ વાપરવા રૂ૭૦૦૦ના પોરટ કેનીગના શેરો, પારસી એસોસીએશના ખેતીવાડી ફંડમાં રૂ૫૦૦૦અને પારસી સ્કુલ કેડેટકોરના ફંડમાં રૂ૧૦૦૦ આપ્યા હતા.

અતરેના જાણીતા શેહેરી શેઠ પેસતનજી ડોશાભાઇ મારકરે ઇરાન દેશના નાવારસ ગરીબ ઈરાની જરથોસતી છોકરાઓ સારૂ ઇરાન મધે આવેલા યઝદ શેહરમાં "પેસતનજી ડોશાભાઇ મારકર ઓરફનેજ" સ્થાપવા માટે રૂ૩૦૦૦૦ ની રકમ બક્ષેશ આપી છે. એ આરફનેજના નીભાવ માટે રૂ૧૧૦૦૦ ના પાા ટકાના વોર બોંડ આપ્યા છે તેથી કુલે રૂ૪૧૦૦૦૦ ની રકમ ઓરફનેજ સ્થાપવા માટે સખાવતમાં આપી છે.

કરાંચીના જાણીતા શેહેરી ને વેપારી ખાનબહાદુર કાવશજી હોરમજી કાતરકે આ વરસે રૂ૩૫૦૦૦ સખાવતમાં આપ્યા હતા, તેમાં કરાંચીમાં દેશી લશકરો માટે રમત ગમત સારૂ મકાન બાંધવા સરકારને રૂ૧૫૦૦૦, વીરબાઇજી સ્કુલના જનરલ ફંડમાં રૂ૫૦૦૦ અને એવણના બેટા મી૦ સોરાબજીની શેહાદી કલકતાવાળા શેઠ માદનની બેટી સાથે થયાની ખુશાલીમાં રૂ૪૦૦૦ ની રકમ કરાંચીના ગુલબાઇ ન. મેહતા મેટરનીટી હોમ (સુવાવડખાના) માં આપી હતી અને કરાંચીના કલી-ફટનમાં જાહાંગીર કોઠારી પરેડમાં એક બેંડસ્ટેંડ બાંધી આપવા રૂ૧૫૦૦૦ આપ્યા હતા.

અતરેના જાણીતા શેહેરી શેઠ ધનજીભાઇ બમનજી રૂ૩૫૦૦૦ ને ખરચે સુરત જીલ્લાના સુંવાલી ગામમાં પોતાના માત પીતાની યાદમાં ૭ બીછાના સાથની એક હાસપીટાલ સ્થાપવાનો વીચાર રાખે છે.

એક જરથોસતી ગ્રહસ્થે રૂ૨૫૦૦૦ ની રકમ શેઠ બેરામજી જીજીભાઇવાળી સ્કુલના ભોજન ફંડ માટે ભેટ આપી હતી.

શેઠ રૂસતમજી કુવરજી શેઠનાએ મરહુમ પીતાજી શેઠ કુવરજીની તથા મરહુમ માતાજી બાઇ કુવરબાઇની યાદમાં ઝોરાસ્ત્રીયન બીલડીંગ સોસાયટીને રૂ૨૦૦૦૦ આપ્યા કે એ સોસાયટીની પરેલની જમીન ઉપર ગરીબ જરથોસતીઓ માટે એક મકાન લગભગ રૂ૧૫૦૦૦ની કીમતનું બાંધી બાકીના રૂ૫૦૦૦ માંથી મરામત વગેરેનો ખરચ કરવો.

શેઠ એસ. આર. બમનજીએ જરથોસ્તી છોકરીઓની નીશાળ મંડળીને રૂ૧૦૦૦૦ આપ્યા હતા અને સર રબીનદરનાથ તાગોરને શાંતી નીકેટન ખાતેની એવણની સ્કુલમાં ટેકનીકલ ખાતું ઉભું કરી બાંધવામાં આવે છે તેમાં મદદ તરીકે દર વરસે એવણે રૂ૫૦૦૦ની રકમ આપવા કબુલ્યું છે.

શેઠ માણેકજી ખરશેદજી તારાચંદે રૂ૧૫૦૦૦ ની રકમ મુંબઇની પારસી પંચાયતને આપી હતી કે એમાંથી હાસપીટલો વગેરે ઠેકાણેના બહારથી આવતા રવાનોને મેલવા માટે સર જમશેદજી રોડ ઉપર ડુંગરવાડીની જગામાં એક બીજી વધુ બંગલી બાંધવી.

હાંગકાંગવાલા શેઠ મનચેરજી જમશેદજી પટેલે રૂ૧૫૦૦૦ ની રકમ ઓલપાડથી કુંડયાના સુધીનો રસ્તો સુધારી બાંધવા માટે આપી છે.

સીંકદરાબાદવાલા શેઠ બાપુજી એદલજી ચીનાઇ તથા બાઈ માણેકબાઇ બા. ચીનાઇએ પોતાના મરહુમ બેટા કેપટન ફીરોઝ ઇરાનમાં બેહસતનશીન થયાને ૭ માસ પુરા રોજ દેપાદર માહા

અસપંદાર ૧૨૮૮ ને દીને થવાથી મરહુમની યાદ કાયમ રાખવા મુંબઇની ઝોરાસ્ત્રીયન બીલડીંગ સોસાયટી હસ્તકના ગ્રાંટરોડના બાટલીવાલા વીલાઝમાનો એક વીલો રૂ૧૩૦૦૦ ની કીંમતે ખરીદી મરહુમને નામે એજ જાણીતી સોસાયટીને આપયો છે કે એનું જે ભાડું ઉપજે તેમાંથી અરધી રકમ એની મરામત વીગેરે માટે રાખી અરધી ઉપજ ગરીબ જરથોસ્તીઓને ભાડાંમાં સવલતા કરવા વાપરવી. એ વીલો મરહુમના નામથી "કેપટન ફીરોજ ચીનાઇ બીલડીંગને" નામે ઓલખાશે. અને મરહુમની છમસીને દીવસે એ મકાનમાં સાજે જશન કરવામાં આવ્યું હતું.

શેઠ નવરોજી બાપુજી તચકરાએ જરથોસતી છોકરીઓની નીશાળ મંડળીને રૂ૧૨૦૦૦ ની રકમના સેંત્રલ ઇંડીયા સ્પીનીંગ એન્ડ વીવીંગ મીલના શેર નંગ ૨૪ ભેટ આપ્યા કે તેનું બ્યાજ ગરીબ બાળકીઓને બપોરનું ભોજન, કપડાં, નીશાલની ફી, ચોપડી યા દવાદારૂ આપવાના ખરચમાં વાપરવું.

કરાંચીના જાણીતા શેહેરી ખા૦ બા૦ નશરવાનજી રૂસતમજી મહેતાએ આ વરસે કરાંચીખાતે કરેલી રૂ૭૨૦૧ની સખાવતની વીગતઃ—બાઇ ગુલબાઇ ન. મહેતા પારસી મેટરનીટી હોમના કમપાઉન્ડમાં કુઆરો બાંધવા રૂ૨૦૦૦, લેપર એસાયલમનાં ફંડમાં રૂ૧૨૦૦, ઝોરાસ્ત્રીયન કલબને રૂ૧૦૦૦, આરમી વેલકમ ફંડમાં રૂ૧૦૦૦, ઇનફ્લુએનઝાના વખતમાં પારસીઓને મદદ કરવાના ફંડમાં રૂ૫૦૧, સોહરાબ કવોરટરસ પર નવો માળ ચઢાવવાના ફંડમાં રૂ૧૦૦૦ અને યંગ વીમેન્સ ક્રીસચીયન એસોસીએશનની બીલડીંગ ફંડમાં રૂ૫૦૦. એ ઉપરાંત બીજા ધરમ ખાતાઓ અને ફંડોમાં નાખલી મોટી રકમો ભરી હતી.

બીલીમોરાના જાણીતા શેહેરી શેઠ બરજોરજી નશરવાનજી મેગુસીએ પોતાના મરહુમ દીકરા દીનશાહજીના થયલા ઉઠમણામાં રૂ૪૨૮૧ ધરમખાતે આપયા હતા. એ ઉપરાંત શેઠ બરજોરજીએ દીકરા દીનશાહજીની નઇયેતે બીલીમોરાના ગરીબ જરથોસ્તીઓને સસતા ભાવે અનાજ આપવાના ફંડમાં રૂ૧૦૦૦, સુરત પારસી ઓરફનેજમાં દીનશાહજીના મરણને દીવસે દર વરસે બાજ કરી ખાણુ આપવા બ્યાજ વાપડવા રૂ૧૦૦૦, મુંબઇની ચોપાટીની ધરમશાળામાં આંધલા પાગલાં જરથોસ્તીઓની પરવરસી કરવા માટે બ્યાજ વાપડવા રૂ૫૦૦, બીલીમોરાના ઝોરાસત્રીયન કલબમાં દર બહેરામ રોજે જશણનાં ભણતરમાં બહેસતી દીનશાજીનું નામ દેવા બ્યાજ વાપડવા રૂ૩૦૦ અને બીજા ફંડોમાં નાખલી મોટી રકમો ભરી હતી.

શેઠ હોરમજી માણેકજી ખજુરીએ પોતાના મરહુમ પીતાજી શેઠ માણેકજી અને માતાજી બાઈ આવાંબાઇ તથા બેહેન બાઇ દીનબાઇ પેસતનજી બરડીના પુણ્ માટે રૂ૫૦૦૦ની રકમ કરાંચીનાં બાઈ ગુલબાઇ મહેતા મેટરનીટી હોમમાં એક વોરડ બાંધવા આપી હતી. એ વોરડને " ખજુરીના લેબર વોરડ " નામ આપશે. વલી શેઠ હોરમજીએ કરાંચીના પારસી ઇનસ્ટીટ્યુટને રૂ૧૦૦૦ અને પારસી વીરબાઈજી સ્કુલને રૂ૧૦૦૦ આપ્યા કે એનું બ્યાજ દરેક જાતની રમત ગમતને ઉતેજન આપવાના કામમાં વાપરવું.

શેઠ ડોશાભાઇ હોરમજી કંત્રાકટરે રૂ૬૦૦૦ની રકમ કસાવલી ખાતેના હડખાં કુતરાંના ઇલાજ માટેના પાસચયુર ઇનસ્ટીટયુટમાં પારસીઓ સારૂ રહેવાનું એક જુદુ મકાન બાંધવા આપી હતી.

અતરેના જાણીતા શેહેરી શેઠ માણેકજી કાવશજી પીટીટે મહાબળેસ્વરના પારસી જીમખાનાની બાજુમાં બચ્ચાંઓ સારૂ રમત ગમત માટે એક પેવીલીયન બંધાવા રૂ૫૦૦૦ આપવા જણાવ્યું છે.

સખી વજુદ બાઇ હીરાંબાઇ જમશેદજી પીટીટ તે મરહુમ પેહેલા સર દીનશાજી માણેકજી પીટીટ બેરોનેટનાં દીકરીએ ગયા અશો ફરોહરનાં દીવસો ઉપર પોતાનાં રવાનોની નઇયતે ઝોરાસ્ત્રીઅન બીલ્ડીંગ ફંડમાં ગરીબોનાં ભાડામાં ઘટાડો કરવા રૂ૧૦૦, ગરીબ દીવાનાં જરથોસતીઓને મદદ કરવા રૂ૧૦૦, સોલજરોનાં કપડાંઓ ગરીબ જરથોસતી બાઇઓ પાસે સીવરાવવાના ફંડમાં રૂ૧૦૦, ધરમપોર કનઝમટીવ હોમમાં ગરીબ જરથોસતી દરદીઓને દવા ખોરાક વીગેરે મુફત આપવા રૂ૧૦૦, મુંબઇની જરથોસતી જશન કમીટી હસ્તક ધરમ અને નીતીની કેળવણી

આપવાના ફંડમાં રૂ૧૦૦ અને ગરીબ જરથોસતીઓને અનાજ આપવાનાં ફંડમાં રૂ૧૦૦. એ ઉપરાંત અનેક ધરમ ખાતાંઓ તેમજ સખાવતી ફંડો વગેરેમાં નાણાની સારી મદદ કરતાં રહયાં છે.

શેઠ જહાંગીર મનચેરજી માસતરે પોતાના ધણીઆણી શીરીનબાઈ તે જાનસીવાળા મરહુમ શેઠ મેરવાનજી એ. બોઇસનાં દીકરીનાં માસીસાને દીવસે નીચલા ધરમખાતાંઓમાં રૂ૫૨૦૦ આપ્યા હતાઃ—સર જમશેદજી સકુલના ભોજન ફંડમાં વયાજ વાપરવા રૂ૫૦૦, શેઠ બેહેરામજી જીજીભાઇ સકુલના ભોજન ફંડમાં વયાજ વાપરવા રૂ૫૦૦, જરથોસતી છોકરીઓની નીશાળ મંડળીને વયાજમાંથી ધરમ કેળવણીમાં હુશીયાર છોકરીને રોકડ રકમનું ઇનામ આપવા રૂ૧૦૦૦, જરથોસતી છોકરાંઓને ધરમ કેળવણી આપનારી મંડળીના ફંડમાં એ મંડળી હસ્તકની સ્કુલમાં શીખતા હુશયાર છોકરા તથા છોકરીઓને વયાજમાંથી રોકડ રકમનું ઇનામ આપવા રૂ૧૦૦૦, ડા૦ કેરાંવાળા હોસપીટલના વયાજમાંથી ગરીબ જરથોસતી બાઇઓને સુવાવડમાં મદદ કરવા રૂ૨૦૦૦ અને ડા૦ માસીનાની હોસપીટલમાં ગરીબ જરથોસતીઓને મદદ આપવા રૂ૨૦૦. એ ઉપરાંત મરહુમ બાઇ શીરીનબાઇની યાદમાં બીજા ખેશીઓએ રૂ૧૬૭ની રકમ ચાર ફંડોમાં આપી હતી.

મરહુમ બાઈ કોલીબાઈ તે શેઠ જમશેદજી હોરમજી મેગુસીના ધણીયાણીના પુણ માટે મરહુમનાં છોકરાઓ તથા છોકરીઓએ રૂ૬૮૦૦ ની ૫ ટકાની વોર લોન બીલીમોરાની જરથોસતી અંજુમનના ત્રસ્ટીઓને આપી કે રૂ૬૫૦૦ના વયાજમાંથી બીલીમોરાની સર જમશેદજીની તથા શેઠો ટાટાવાળી અંગ્રેજી હાઇસ્કુલ અને શેઠો ટાટાની છોકરીઓની અંગ્રેજી સ્કુલમાં ચોપડીઓ, સ્કુલ ફી અને કોલેજમાં સ્કોલરશીપો વગેરે અપાવવું તેમજ મરહુમ બાઈ કોલીબાઇના વારસીક મરણના દીવસે રૂ૩૦૦ના વ્યાજમાંથી બીલીમોરાની દરેહેમેહરમાં માચી ચડાવવી.

શેઠ જમશેદજી શાપુરજી સોપારીવાલાએ પોતાના બેટા શેઠ ફરામરોજના પુણ માટે કરાંચીની વીરબાઇજી સ્કુલને રૂ૫૦૦૦ અને બીજા ફંડોમાં રૂ૧૦૦૦ની રકમ ભરી હતી.

મરહુમ બાઇ આવાબાઇ તે શેઠ અરદેશર જ. મેગુસીના ધણીયાણીના પુણ માટે મરહુમના છોકરાઓ શેઠો બરજોરજી તથા દોરાબજીએ રૂ૫૫૦૦ની ૫ ટકાની વોર લોન બીલીમોરાની જરથો-સ્તી અંજુમનના ત્રસ્ટીઓને આપી કે રૂ૪૭૦૦ના વયાજમાંથી દરશાલ બીલીમોરાની શેઠો મનચેરજી અને રતનજી ટાટાવાલી અંગ્રેજી હાઇસ્કુલના વીધ્યારથીઓ મેત્રીકમાં પસાર થવા પછી હુન્નરશાળા યાતો ટેકનીકલ કોલેજમાં જોડાય તેને સ્કોલરશીપો આપવી અને રૂ૮૦૦ના બ્યાજ-માંથી મરહુમ બાઇ આવાબાઇની દર વરસે વારસીક મરણને દીવસે બાજ વગેરે કરાવવી.

શેઠ રતનજી શાપુરજી ટાટાએ રૂ૫૦૦૦ની ૩ા ટકાની લોન બીલીમોરાની જરથોસતી અંજુ-મનના ત્રસ્ટીઓને આપી કે દર વરસે વયાજમાંથી બીલીમોરાની શેઠો મનચેરજી અને રતનજી ટાટાની અંગ્રેજી હાઈસ્કુલનો પારસી વીધાર્થી મેત્રીકયુલેશન પાસ કરી હુન્નરસાલા અથવા ટેકનીકલ કોલેજમાં દાખલ થાય તેને સ્કોલરશીપ આપવી.

શેઠ કે. આર. વાછા અને ધણીયાણીએ તા૦ ૨૭ મી સપટેમ્બરે પડેલી પોતાની સીલવર વેડીંગની યાદમાં ધરમખાતાઓમાં રૂ૫૦૦૧ આપ્યા હતાઃ—સર જમશેદજી સકુલના ભોજન ફંડમાં (જાથુકના બે છોકરાને ખવાડવાના) રૂ૧૫૦૦, શેઠ બેહેરામજી જીજીભાઈ સકુલના ભોજન ફંડમાં (જાથુકના બે છોકરાને ખવાડવાના) રૂ૧૫૦૦, કેશમીર મીશન હોસપીટલમાં એક બીછાનું જાથુકનું નીભાવવા રૂ૧૦૦૦, મુંબઇની સેવાસદનના ગરીબ ઘરબાર વગરના ફંડમાં રૂ૫૦૦, રાજા રાણી સાહેબના સીલવર જુબીલી ફંડમાં રૂ૧૫૧, ખેતવાડીના ગરીબ પારસીઓને સસતો અનાજ અપાવવાના ફંડમાં રૂ૧૫૦, પારસી એસોસીએશનના ગરીબ પારસીઓને સસતો અનાજ અપાવ-વાના ફંડમાં રૂ૧૦૦ અને જામે જમશેદના પારસીઓને સસતો અનાજ અપાવવાના ફંડમાં રૂ૧૦૦.

શેઠ રૂસતમજી મ. કુકાએ સુરતની સર જમશેદજી જીજીભાઇવાળી અંગ્રેજી સ્કુલમાં શીખતા ગરીબ જરથોસતી છોકરાઓને બપોરનું ભોજન આપવા માટે રૂ૫૦૦૦ ની રકમ આપી હતી.

શેઠ ખરશેદજી ફરામજી દલાલે પોતાની દીકરી નાજાની નવજોતની ખુશાલીમાં ભરૂચના પારસી પંચાયત હસ્તકના સુવાવડખાના વીગેરેના ફંડોમાં રૂ૫૦૦૦ની રકમ આપી હતી.

સુરતવાસી શેઠ રતનજી નશરવાનજી હોરમસજી લાકડાંવાળાએ રૂ૫૦૦૦ ની રકમ સુરત સારવજનીક આરટસ કોલેજ તથા નામદાર સર જમશેદજી જીજીભાઇ સુરત પારસી ઇંગલીશ સ્કુલના ગરીબ પારસી વીદયારથીઓને સ્કોલરશીપો આપવા માટે આપી છે.

પુના શહેરની ખા૦ બા૦ પેસતનજી સો. ચેરીટેબલ ડીસપેનસરીના મેટરનીટી વોરડને કાઉનટેસ ઓફ ડફરીન ફંડ તરફથી મદદ મળતી બંધ થવાથી નેપીયર સીનેમાના માલેક શેઠ એ. સી. પટેલે દર વરસે એક હજાર રૂપીઆ પાંચ વરસ સુધી આપવા જણાવ્યું છે અને પહેલાં વરસના રૂ૧૦૦૦ મોકલી આપી પારસી બાનુઓ માટે બે બીછાણાંઓની સગવડ રાખવાની શરત કરી છે.

વડોદરાવાલા શેઠ પેસતનજી ફરામજી કંત્રાકટરે પોતાના મરહુમ બાવા ખા૦ સા૦ ફરામજીની વરસીની યાદમાં વડોદરાના નસેસાલારના ફંડમાં રૂ૫૦૦૦ની ૩॥ ટકાની લોન આપી હતી, શેઠ પેશતનજીના બાવા શેઠ ફરામજી જેવણ રોજ ૧૭-૧૧-૧૨૮૭ને દીને બેહેસતનશીન થયા હતા, તેવણના ઉઠમણામાં ભરાયલી રકમમાંથી રૂ૧૯૦૦૦ ની ૩॥ ટકાની લોનો વડોદરાની પારસી પંચાયતના નસેસલાર ફંડમાં બ્યાજ વાપરવા એવણે આપવાથી વડોદરાની જરથોસ્તી અંજુમને શેઠ પેસતનજી કંત્રાકટરને તથા આ કામમાં મદદ કરનાર નવસારીવાલા શેઠ નાનાભાઇ બરજોરજી દેસાઇને એકેક શીયાલો એનાયત કરી હતી.

બાઇ દીનબાઇ તે મરહુમ શેઠ ફરામજી હીરજીભાઈ ચાઇના વીધવાએ બીલીમોરાની જરથોસ્તી અંજુમનના ત્રસ્ટીઓને રૂ૪૫૦૦ની ૩॥ ટકાની લોન આપી કે એનું બ્યાજ બીલીમોરાના જુદા જુદા ફંડો વગેરેમાં વાપરવું.

નાગપોરની એમપ્રેસ મીલના માજી એસીસટંટ મેનેજર મરહુમ શેઠ ડોશાભાઇ હોરમજી વાહાડયાની યાદમાં તેમના પુણ્ માટે રૂ૪૦૦૦ની રકમ મુંબઇ ખાતે ગીરગામ બેક રોડ ઉપર આવેલી પશચીમ હીંદુસ્તાનમાં બાળકોનું રક્ષણ કરનારી મંડળીને ( ચીલડરેનસ રેફયુજ ફંડમાં ) ભેટ આપી હતી.

કરાંચીના રહીશ શેઠ ધનજીશાહ જમશેદજી જાગુસે કરાંચીના ગુલબાઇ મેટરનીટી હોમના નીભાવ ફંડમાં બ્યાજ વાપરવા રૂ૩૦૦૦ની રકમ આપી હતી.

ભરૂચના જાણીતા શેહેરી શેઠ એરચશા નવરોજી ગાંધીએ ભરૂચની પારસી પંચાયતને રૂ૨૫૦૦ની રકમ એવણના મરહુમ પીતા શેઠ નવરોજી અરદેશર કાલાગાંધીની નાઇયતે ગાહમ્બારનું ખાતું પડાવેલું છે તેમાં ઉમેરવા આપી હતી.

શેઠ નશરવાનજી હોરમજી લાકડાવાળાએ સુરતની પારસી પંચાયતને રૂ૨૫૦૦ ના ૫ ટકાના બોનડ આપ્યા કે એના બ્યાજમાંથી નસેસાલ તથા ખાંધીયાઓને તયાં લગનનો પ્રસંગ આવે તયારે લગનમાં રૂ૧૦૦ અને નવજોત વખતે રૂ૨૫ આપવા.

સુરતના એક જરથોસ્તી ગ્રહસ્થે સુરતની પારસી પંચાયતનો હજીરા મધ્યે કેટલીક નવી ખરીદ કરેલી જમીન પેટે વાપરવા રૂ૨૫૦૦ ની રકમ આપી હતી.

બાઈ બપઇ કેખશરૂ કંત્રાકટરે કરાંચીના બાઇ ગુલબાઇ મેટરનીટી હોમમાં રૂ૨૫૦૦ આપ્યા હતા.

શેઠ રતનશાહ ફરેદુનજી જીનવાળાએ પોતાના બેટી બાઇ મોટામાંયની શેહાડીની ખુશાલીમાં રૂ૨૦૦૦ ભરૂચની હોમાવાળાની દરેહમેહરના નીભાવ માટે આપ્યા હતા.

સેનત્રલ ઇંડયા તરફના એક પારસી ગ્રહસ્થે રૂ૨૦૦૦ ની રકમ નાગોળની હોસ્પીટલ સારૂ રાંધણી અને કમપાઉંડરને રહેવાની જગા વગેરે બાધવાનાં ખરચ માટે આપા હતી.

શેઠ હોરમજી એદલજી આશાએ રૂ૨૦૦૦ની ૩॥ ટકાની લોન બીલીમોરાની જરથોસ્તી અંજુમનના ટ્રસ્ટીઓને આપી કે રૂ૧૦૦૦ ના વ્યાજમાંથી મરહુમ બાવા શેઠ એદલજીના પુણ્ય માટે બીલીમોરાની શેઠો ટાટાની અંગ્રેજી હાઇસ્કુલનો પારસી વીદ્યાર્થી મેત્રીક થયા પછી હુનરશાળામાં અથવા ટેકનીકલ કોલેજમાં દાખલ થાય તેને સ્કોલરશીપ આપવી અને રૂ૧૦૦૦નું વ્યાજ ગરીબ જરથોસ્તીઓને અનાજ આપવામાં વાપરવું.

શેઠ અરદેશર ભીખાજીએ સુરત જીલ્લાની માંડવીની અંગ્રેજી સ્કુલના ફંડમાં રૂ૧૦૦૧ ભેટ આપી વારસીક રૂ૬૪ ની ત્રણ સ્કોલરસીપ દર વરસે આપવામાં આવે તેટલી વધુ રકમ આપી હતી.

અતરેના જાણીતા શેહેરી શેઠ કાવસજી જાહાંગીરે મહાબલેસ્વર ખાતે ટેનીશ કોરટની બાજુમાં આશાએસ લેવા એક શેડ બાંધવા માટે રૂ૧૫૦૦ ની રકમ આપવા જણાવ્યું હતું.

અતરેના જાણીતા શેહેરી શેઠ ધનજીભાઇ બમનજી પીટીટે મહાબલેસ્વરના પારસી જીમખાનામાં બીલીયરડ ટેબલ તેની સરંજામ સામગ્રી સાથે રૂ૧૫૦૦ના ખરચે ભેટ આપવા જણાવ્યું હતું.

શેઠ મેરવાનજી એદલજી કાંદાવાલાએ પોતાના મરહુમ પીતાજી શેઠ એદલજી બેજનજી કાંદાવાલાને નામે કરાંચીની પારસી વીરબાઈ સ્કુલના છોકરાઓ માટે એક લાયબરેરી સારૂ રૂ૧૫૦૦ ની રકમ આપી હતી.

વલસાડના જાણીતા શેહેરી ખા૦ બા૦ કાવસજી ધનજીભાઇ ધનભુરાંએ ભરૂચ કાઠેની અગીઆરી બાધવાંના ફંડમાં રૂ૧૦૦, ભરૂચ દુકાલ ફંડમાં રૂ૨૦૦, વલશાડમાં સસતો અનાજ વેચવાન ફંડમાં રૂ૧૦૦૦ અને કાઠીઆવાડમાં ઢોરોને ઘાસનાં ફંડમાં રૂ૧૦૦ મળી રૂ૧૪૦૦ આપ્યા હતા.

શેઠ દીનશાહ મેરવાન ઇરાનીએ જામે જમશેદમાં એક વરસ સુધી દરરોજ છપાયલા રોજીંદી મનશનીના ફકરાઓ ભેગા કરીને તેનું એક પુસ્તક છપાવ્યું હતું અને એના વેચાણથી ઉપજેલી રકમમાંથી રૂ૧૦૦૦ નીચે મુજબ આપ્યા હતા:—ડા૦ કેરાવાલા હોસ્પીટલમાં રૂ૩૦૦, ડા૦ માસીના હોસ્પીટાલમાં રૂ૩૦૦, ગરીબ જરથોસ્તીઓને અનાજ અપાવવા જામે જમશેદ હસતકના ફંડમાં રૂ૩૦૦ અને સર જ. જી. સ્કુલના ભોજન ફંડમાં રૂ૧૦૦. ચોપડીની કીંમત એક રૂપીયો છે, પણ દરેક ચોપડીના વેચાણથી ઉપજેલા એક રૂપીયામાંથી અરધો રૂપીયો ધરમ ખાતે આપવામા આવે છે.

શેઠ મનચેરજી સોરાબજી દલાલે ભરૂચ ડીસ્ત્રીકટ ફેમીન રીલીફ ફંડમાં રૂ૧૦૦૧ આપ્યા હતા.

અમદાવાદવાલા શેઠ પીરોશાહ બેરામજી કરાકા અને ધણીયાણી બાઇ જરબાઇએ રૂ૧૦૦૦ મહુના બાઇ મીઠીબાઇ અશો ફરોહર ફંડમાં વ્યાજ વાપરવા આપ્યા હતા.

વડોદરાના આબકારી કંત્રાકટર શેઠ એદલજી રૂશતમજી ફનીબંદાએ વડોદરાની ઉમરીગરવાલી દરેહમેહરમાં રૂ૬૭૫ ને ખરચે નીરંગદીન કરાવી આપી હતી.

શેઠ જમશેદજી હોરમજી મેગુસીએ બીલીમોરાની જરથોસ્તી અંજુમનના ટ્રસ્ટીઓને અગીઆરીમાં એવણના ધણીયાણી ડોલીબાઇના મુકતાદ માંડવા બેડું ૧ તથા રૂ૩૧૦ આપ્યા કે એમાંથી રૂ૧૦ ચાલુ સાલના મુકતાદ માંડવાનાં ખરચના લઇ રૂ૩૦૦ નું વ્યાજ મુકતાદ માંડવાના ખરચમાં વાપરવું. એ મુજબ એવણના બાવા શેઠ હોરમજીના મુકતાદ માંડવા રૂ૩૧૦, તેમજ માતાજી બાઈ મોટીબાઈના મુકતાદ માંડવા રૂ૩૧૦ આપ્યા હતા.

શેઠ જમશેદજી રૂશતમજી મેગુસીએ બીલીમોરાની અંજુમનના ટ્રસ્ટીઓને એવણના બાવા શેઠ રૂશતમજીના અગીઆરીમાં મુકતાદ માંડવા બેડું ૧ તથા રૂ૩૧૦ આપ્યા કે એમાંથી રૂ૧૦ ચાલુ સાલના મુકતાદ માંડવાનાં ખરચના લઇ રૂ૩૦૦ નું વ્યાજ મુકતાદનાં ખરચમાં લેવું. એ મુજબ એવણના માતાજી બાઇ ખરશેદબાઇના મુકતાદ માડવા માટે રૂ૩૧૦ આપ્યા હતા.

બાઇ શીરીનબાઈ જહાંગીરજી જાસનેવાલાએ માતાજી આદરબાઇ જમશેદજી તીસકરીવાળાના પુણ્ય માટે રૂ૬૦૦ની ૩॥ ટકાની લોન વલસાડના રૂવાનોને અવલમંજલ પહોંચાડવાના ફંડમાં વ્યાજ વાપડવા આપી હતી.

જીનાં પુનને સારૂ ધરમ ખાતે આપવા માટે પાછલા પેહેરના ઉઠમણામાં જાહેર કરવામાં આવયા છે એમાંથી રૂ૭૪૦૦૦ બેહેસ્તનશીનની યાદગીરી હંમેશ તુલીક કાયમ રહે એવું એક ધરમ ખાતું બરપા કરી હવે પછી જણાવવામાં આવશે. ઉપર જણાવેલી રકમો ઉપરાંત કોલંબો ખાતે તયાંની જરથોસ્તી અનજુમને બેહેસતનશીન શેઠ નશરવાનજીના માનમાં ઉઠમણાની કીયા કરાવી હતી તે વેળાએ તયાંની શેઠો ફરામજી ભીખાજીની કુંપની તરફથી બેહેસતનશીનના સસરા તથા મામા ભીખાજી ફરામજી ખાને રૂ૨૦૦૦ બેહેસતનશીનનાં પુણ માટે કોલંબો ખાતેના મોબેદોને નીભાવવાના ફંડમાં વયાજ આપવા માટે અલાહેડા કાઢેલા છે.

[૬૪) મરહુમ શેઠ ફરદુનજી કાવશાજી પટેલના ઉઠમણામાં મરહુમના પુણ માટે ભરયલા રૂ૨૦૬૫ ભરૂચની પારસી પંચાયત ફંડો વગેરેમાં આપવામાં આવયા હતા.

[૬૫] મરહુમ શેઠ હોરમસજી સોરાબજી ભરૂચાના પુણ માટે રૂ૨૧૬૭ ધરમખાતે આપયા, તેમાં મરહુમની પુંજીમાંથી રૂ૫૦૧, માતાજી પીરોજબાઈ રૂ૩૦૧, બાવા બેહુસ્તનશીન સોરાબજી રૂ૩૦૧, શેઠ અરદેશર હો. ભરૂચા રૂ૧૫૧, શેઠ નશરવાનજી હો. ભરૂચા રૂ૧૦૧, શેઠ શાપુરજી સોરાબજી ભરૂચા રૂ૧૦૧ અને બાકીના રૂપયા ખેસીઓ વગેરે તરફથી ભરાયા હતા. એ રૂ૨૧૬૭ નીચલાં ફંડોમાં આપયા:—ખેતવાડીના ગરીબ પારસીઓને અનાજ આપવાના ફંડમાં રૂ૧૦૦૦, ભરૂચની અંજુમનને રૂ૫૦૦, અહમદનગરની અગીયારીમાં રૂ૨૦૦, ડા૦ માસીના હોસ્પીટલમાં રૂ૨૦૧, પારસી જનરલ હોસ્પીટલમાં રૂ૧૦૦, અવલમંજલ પોંચાડવાના ફંડમાં રૂ૧૦૦ અને બાકીના રૂપયા બીજા ફંડોમાં આપયા હતા.

[૬૬] મરહુમ શેઠ સોરાબજી મનચેરજી ભરૂચાના પુણ માટે રૂ૧૧૫૬ ધરમખાતે આપયા, તેમાં મરહુમની પુંજીમાંથી રૂ૫૦૧ અને બાકીના રૂપયા ખેશીઓ વગેરે તરફથી ભરાયા હતા; એ રૂ૧૧૫૬ રાનજીની અગીયારીમાં હોલ બાંધવાના ફંડમાં આપયા છે.

[૬૭] મરહુમ શેઠ પાલનજી પેસતનજી વાધલા કુપરના પુણ માટે રૂ૩૭૮૯ ધરમખાતે આપયા તેમાં મરહુમની પુંજીમાંથી રૂ૧૦૦૦, એમાંથી ખેતવાડીના સસતા અનાજના ફંડમાં રૂ૫૦૦ અને ડા૦ માસીનાની હોસપીટલમાં રૂ૫૦૦, મરહુમના ધણીઆણી ધનબાઈજીએ રૂ૫૦૦ ખેતવાડીની અગીયારીમાં વયાજમાંથી વરસ દહાડાની બાજ કરવા, મરહુમના છોકરાઓ હીરજીભાઈ તથા કેખશરૂ તથા છોકરીઓ તરફથી રૂ૫૦૦ દેવલાલી બહાદુરજીની સેનેટરીયમમાં, મરહુમના ભાઈ નશરવાનજી પે. કુપરે રૂ૧૦૦૦, એમાંથી ડા૦ માસીનાની હાસપીટલમાં રૂ૩૦૦, પારસી જનરલ હાસપીટાલમાં રૂ૧૦૦, સુવાલીના દવાદારૂના ફંડમાં રૂ૧૦૦ અને નવસારીની દાબુ હાસપીટલમાં રૂ૫૦૦ ની લોન, બાઈ નાલીબાઈ નશરવાનજી કુપરે રૂ૧૦૦ ડા૦ ટેમુલજીના સુવાવડખાનામાં, બાઈ દીનબાઈ હીરજીભાઈ કુપરે રૂ૧૦૦ ફીવર હોસપીટલમાં, શેઠ રતનજી જમશેદજી કુમાસ તથા ધણીયાણીએ રૂ૧૫૧ પરચુટન ફંડોમાં અને બાકીના રૂપયા ખેશીઓ વગેરે તરફથી ફંડોમાં ભરાયા હતા.

[૬૮] મરહુમ શેઠ નવરોજી દોરાબજી કરંજીયાના પુણ માટે રૂ૧૧૧૬ ધરમખાતે આપયા, તેમાં મરહુમની પુંજીમાંથી રૂ૧૫૧, મરહુમના ધણીઆણી શીરીનબાઈ રૂ૧૫૧ અને બાકીના રૂપયા ખેશીઓ વગેરે તરફથી ભરાયા હતા.

[૬૯] મરહુમ શેઠ કાવસજી રૂતમસજી વરીઆવા બોરનમથ ખાતે મરણ પામયા હતા તેવણ પોતાની પુંજીમાંથી સારી જેવી રકમ જરથોસ્તીઓના લાભ અરથે પોતાના ટ્રસ્તીઓના હાથમાં સોંપી ગયા છે જેનો વહીવટ હવે પછી વખતના સંજોગો પ્રમાણે કરવામાં આવશે; એ ઉપરાંત શેઠ કાવશાજીના પુણ માટે રૂ૫૫૦૧ ધરમખાતે આપયા, તેમાં બેહેશતનશીનની પુંજીમાંથી રૂ૧૫૦૦, મરહુમના દીકરા ફકીરજી તથા ધણીઆણી આઈમાય અને બચ્ચાંઓ રૂ૧૫૦૦, મરહુમના દીકરા મીનોચહેર તથા ધણીઆણી ધનમાય અને બચ્ચાંઓ રૂ૧૫૦૦ મલી રૂ૪૫૦૦ કરાંચી પારસી અંજુમનના ટ્રસ્તીઓ હસ્તકના પારસી એપીડેમીક રીલીફ ફંડમાં વ્યાજ વાપરવા આપયા, જરથોસતીએ રૂ૧૦૦ સુવાવડખાનામાં, શેઠ અરદેશર હોરમજી મામાએ રૂ૫૦૧ કયા આપવા તે હવે પછી જણાવશે જ્યારે બાકીના રૂપયા ખેશીઓ વગેરે તરફથી ભરાયા હતા.

[૭૦] મરહુમ બાઈ આલાંમાય માણેકશા શેઠનાના પુણ માટે રૂ૧૫૦૩ ધરમખાતે આપયા, તેમાં મરહુમની પુંજીમાંથી રૂ૨૫૧, મરહુમના ખાવીંદ માણેકશા રૂ૨૦૧, મરહુમના પીતાજી બાપુજી હો. દુબાશ રૂ૨૦૧, માતાજી હીરાંબાઈ રૂ૧૦૧, મમાઈ ભીખાઈજી રૂ. જાલનેવાલા રૂ૧૦૧, શેઠ નશરવાનજી રતનજી નાજર તથા ધણીઆણી નવાજબાઈ રૂ૧૦૧, શેઠ માણેકશા કાવશાજી પટેલ તથા ધણીઆણી બાનુબાઇ રૂ૧૪૯ અને બાકીના રૂપયા ખેશીઓ વગેરે તરફથી ભરાયા હતા; એ રૂ૧૫૦૩ નીચલા ફંડોમાં આપયા હતા:—આંધલા પાંગલાંઓને પરવરી કરવાના ફંડમાં રૂ૫૦૧, અવલમંજલ પોહોંચાડવાના ફંડમાં રૂ૫૦૧ અને ડુંગર ઉપરના ભણતર ફંડમાં રૂ૫૦૧.

[૭૧] મરહુમ શેઠ દીનશાહ હોરમજી ગાંધીના પુણ માટે રૂ૧૩૦૩ ધરમખાતે આપયા તેમાં મરહુમના કુટુંબ તરફથી ભાઇ માણેકશા હોરમશજી ગાંધીએ રૂ૧૦૦૦ અને ખેશીઓ વગેરે તરફથી ભરાયલા રૂ૯૦; એ રૂ૧૦૯૦ નીચલા ફંડોમાં આપયા:—ડા૦ માસીનાની હાસપીટાલમાં રૂ૧૫૦૦ ની લોન ટકા ૩॥ ની આપી કે મરહુમના નામનું ખાનું પાડી તેનું વીયાજ ખરચમાં વાપરવું અને વાંદરાના બાઈ શીરીનબાઇ કામાના કોનવેલેશન હોમમાં રૂ૧૦૦; ઉપર મુજબની વયવશાયા કરતાં રૂ૫૦ વધુ થયા તે મરહુમના ભાઈ તરફથી આપવામાં આવયા હતા. એ ઉપરાંત મરહુમ શેઠ દીનશાહજીનાં ભરૂચ ખાતે થયલાં ઉઠમણામાં ભરાયલા રૂ૧૬૩ ભરૂચની પંચાયત હસ્તકનાં ફંડોમાં આપયા હતા.

[૭૨] મરહુમ શેઠ બેજન શેહેરીઆર કેખશરૂ મોરીયાબાદી ઈરાનીના પુણ માટે રૂ૨૭૬૯ આપયા, તેમાં મરહુમની પુંજીમાંથી રૂ૧૦૦૧, મરહુમના માતાજી ખરશેદબાઈ રૂ૫૦૧, મરહુમના ભાઈ જમશેદજી તથા ભાભી દીનબાઈ રૂ૫૦૧, મરહુમના ભાઈ ગુશતાસ્પ તથા ભાભી હોમાયુન રૂ૫૦૧, મરહુમના ધણીઆણી પીરોજબાઇ રૂ૨૦૧, મરહુમના બેહેન ધનબાઈ ખરશેદજી રૂ૨૦૧, બનેવી ખરશેદજી અસ્પંદીઆર રૂ૫૦૧, શેઠ કેખશરૂ અસપંદીઆર તથા ધણીઆણી ગુલબાઈ રૂ૫૫૧, શેઠ રૂસતમ અસપંદીઆર તથા ધણીઆણી તેહેમીના રૂ૫૫૧, શેઠ જાહાંગીર એસપંદીઆર તથા ધણીઆણી ખોરશેદ રૂ૫૫૧, શેઠ રૂસતમ આદર રૂ૨૦૧, શેઠ બેરાંમજી રૂસતમજી તથા કુઈ જરબાનુ રૂ૨૦૧, શેઠ પીરોજશાહ બેરામજી રૂ૧૫૧, મરહુમ શેઠ ખોદાદાદ રૂસ્તમના બેતાઓ રૂ૨૦૧, મરહુમ શેઠ ખોદાદાદ રૂસતમના બેટા જમશેદજી રૂ૧૦૧, શેઠ

કેખશરૂ ખોદાબક્ષ રૂ૧૦૧, શેઠ ખેરામજી રૂસતમજી વાનીરીવાલા રૂ૧૦૧, શેઠ જાંગીરજી ડા. કરાકા રૂ૧૦૧, શેઠ હોરમસજી રૂસતમજી પટેલ રૂ૧૦૧, શેઠ ફરામરોજ પીરોજશાહ બાલાપોરયા રૂ૧૦૧ અને બાકીના રૂપયા ખેરીઓ વગેરે તરફથી ભરાયા હતા.

[૭૩] મરહુમ બાઈ મોતીબાઈ કાવશજી દેશાઈના પુન માટે રૂ૧૬૫૯ ધરમ ખાતે આપયા તેમાં નવસારીના અવલમંજલ પોહચાડવાના ફંડમાં વીયાજ વાપરવા રૂ૫૦૦, નવસારીની સર કાવસજી જાંહગીર હાઇ સકુલમાં વ્યાજમાંથી છોકરાઓને ઈનામ આપવા રૂ૫૦૦, રાજકોતની દરેમેહેરમાં વ્યાજ વાપરવા રૂ૨૫૦, નવસારીની વડી દરેમહેરમાં મુકતાદ વીગેરેનાં ફંડમાં રૂ૧૦૧ અને બાકીના રૂપયા પરચુટણ ફંડોમાં આપયા હતા.

[૭૪] મરહુમ બાઈ ધનબાઇ પેસતનજી શુખાજી લકકાના પુણ માટે રૂ૧૪૮૪ ધરમ ખાતે આપયા, તેમા મરનારના ભાઈ માણેકજી પાલનજી તલાટીએ રૂ૫૦૦ ની લોન, શેઠ માણેકજી પાલનજીની કંપનીએ રૂ૫૦૦ ની લોન, બાઈ ડોશીબાઈ માણેકજી તલાટી અને છોકરાંઓ રૂ૧૦૦ અને બાકીના રૂપયા ખેરીઓ વગેરે તરફથી ભરાયા હતા; એ રૂ૧૪૯૪ નીચલા ફંડોમાં આપયા હતાઃ– નવસારીની મીનોચેહર હોમજીની દરેમેહરના જુદાં જુદાં ફંડોમાં રૂ૧૬૨, મીનોચેહર હોમજી દરેમેહરના ત્રસ્તીઓને મરનારની બાજ દર વરસ કરવા રૂ૫૦૦, મીનોચેહર હોમજી બેહતરી ફંડમાં વયાજ વાપરવા રૂ૧૦૦, મીનોચેહર હોમજી દરેમેહરના ત્રસ્તીઓને એ સાયના મુએ પુરૂષોની બાજ કરવાના ફંડની શરૂઆત કરવા રૂ૫૦૦ અને બાકીના રૂપયા પરચુટણ ફંડોમાં આપયા હતા.

[૭૫] મરહુમ બાઈ નવાજબાઈ નાનાભાઇ બેહરામજી ડાકટરના પુણ માટે રૂ૨૨૬૮ આપયા, તેમાં મરહુમની પુંજીમાંથી રૂ૧૦૦૦, મરહુમની દીકરીઓ રૂ૫૦૦, મરહુમના જેઠ ડા૦ બરજોરજી બેહરામજી રૂ૧૦૦, ડા૦ મંચેરજી જામાસજી મીસતરી રૂ૧૦૦ અને બાકીના રૂપયા ખેરીઓ વગેરે તરફથી ભરાયા હતા; એ રૂ૨૨૬૮ કયાં આપવા તે હવે પછી જાહેર થશે.

[૭૬] મરહુમ બાઈ નવાજબાઈ કુંવરજી મોદીના પુણ માટે રૂ૨૦૮૪ ધરમખાતે આપયા તેમાં મરહુમની પુંજી-માંથી રૂ૧૫૦ પરચુટણ ફંડોમાં, શેઠ હોરમજી કુંવરજી મોદી તથા કુટુંબ રૂ૫૦૦, શેઠ નાનાભાઈ કુંવરજી મોદીએ રૂ૨૦૦ એમાંથી વાછાગાંધીની અગીયારીનાં ફંડમાં રૂ૧૦૦ અને રૂ૧૦૦ બે ફંડોમાં, શેઠ અરદેશર કુંવરજી મોદી તથા ધણીઆણી રૂ૧૦૦, શેઠ મેરવાનજી કુ. મોદી તથા ધણીઆણીએ રૂ૧૦૦ પરચુટણ ફંડોમાં, બાઈ બાનુબાઈ રૂસતમજી મોદીએ મરહુમ પીતા રૂસતમજી કુંવરજી મોદી તરફથી રૂ૧૨૫, બાઈ હીરાબાઇ તથા શેઠ બરજોરજી ખરશેદજી વાછાગાંધીની પુંજીમાંથી રૂ૧૦૦, શેઠ સોરાબજી બરજોરજી વાછાગાંધીએ મરહુમ મમાઈનાં પુણ માટે રૂ૧૦૦, અને બાકીના રૂપયા ખેરીઓ વગેરે તરફથી ભરાયલા તે ફંડોમાં આપયા હતા.

[૭૭] મરહુમ શેઠ રૂસતમજી ન. વાડયાના પુણ માટે રૂ૨૧૯૩૬૯ આપ્યા, તેમાં મરહુમની પુંજીમાંથી રૂ૧૦૦૦૦૦, મરહુમના પીતાજી નવરોજી ન. વાડીયા સી. આઈ. ઈ.ની પુંજીમાંથી રૂ૨૫૦૦૦, મરહુમના માતાજી જરબાઈ ન. વાડીયા રૂ૨૫૦૦૦, મરહુમના ભાઈ ખરશેદજી ન. વાડયા સી. આઈ. ઈ. રૂ૧૦૦૦૦, મરહુમના ભાઈ નશરવાનજી ન. વાડયા સી. આઈ. ઈ. રૂ૧૦૦૦૦, મરહુ-મના મમાવા રૂસતમજી અરદેશર વાડીયા તથા ધણીઆણી નવાજબાઈની પુંજીમાંથી રૂ૫૦૦૦, મરહુમના માસીજી દીનબાઈ ફરામજી વાડયા રૂ૨૦૦૧, મરહુમના માસીજી લેડી ગુલબાઈ જમશેદજી જીજીભાઈ રૂ૨૦૦૧, મરહુમના કાકી મેહેરબાઈ સો. વાડયા રૂ૨૦૦૧, મરહુમના મામા ખરશેદજી રૂ. વાડયા રૂ૧૦૦૦, મામા ધ. રૂ. વાડયા રૂ૧૦૦૧, મામા ફરામજી રૂ. વાડયા, ધણીઆણી જીજુબાઈ તથા છોકરાઓ રૂ૧૦૦૧, મરહુમના માસીના દીકરા સર જમશેદજી જીજીભાઇ, ધણીઆણી લેડી શીરીનબાઈ તથા છોકરાંઓ રૂ૧૦૦૦, મરહુમના માસીનાં દીકરી વીરબાઇજી જાહાંગીરજી દાવર રૂ૨૫૧, મરહુમના માસીના દીકરા ધનજી-ભાઈ ફરામજી બાતલીવાલા તથા ધણીઆણી જરબાઈ તથા છોકરાંઓ રૂ૭૦૧, મરહુમના માસીના દીકરા રૂશતમજી ફરામજી બાટલીવાલા તથા ધણીઆણી પીરોજબાઈ રૂ૫૦૧, બાઈ ધનબાઈ ખરશેદજી તારાચંદ રૂ૩૦૧, બાઈ કુવરબાઇ જહાંગીરજી ડાકતર રૂ૧૦૧, બાઈ પીરોજબાઈ સોરાબજી મેહેતા રૂ૧૦૧, શેઠ શાપુરજી જીવાજી વાછા તથા ધણીઆણી ખરશેદબાઈની પુંજીમાંથી એઓની છોકરીએ રૂ૫૦૧, શેઠ સોરાબજી ખરશેદજી તારાચંદ તથા છોકરાંઓ રૂ૫૦૧, શેઠ માણેકજી ખરશેદજી તારાચંદ રૂ૧૦૧, બાઈ બાઈકુઈ સોરાબજી તારાચંદ રૂ૧૦૦૧, શેઠ જીજીભાઈ મેરવાનજી વાડીઆ રૂ૫૦૧, બાઈ સુના-બાઈ માણેકજી વાછા રૂ૧૦૧, અને શેઠ મનચેરશા કાવસજી મેહેતા રૂ૫૦૧ મળી રૂ૧૮૯૧૬૮ પાછલા પોહરના ઉઠમણામા ભરાયા હતા; એ ઉપરાંત મરહુમની પુંજીમાંથી રૂ૧૦૦૦૦, મરહુમના માતાજી જરબાઈ રૂ૧૦૦૦૦, મરહુમના ભાઈ ખરશેદજી રૂ૫૦૦૦, મરહુમના ભાઇ નસરવાનજી રૂ૫૦૦૦, અને શેઠ મેરવાનજી પેસતનજી ખરેગાટે રૂ૨૦૧ મળી રૂ૩૦૨૦૧ પાછલી રાતના ઉઠમણામાં ભરાયા હતા. ઉપલા રૂ૨૧૯૩૬૯ કયા ધરમખાતાંમાં આપવા તે હવે પછી નકકી કરવામાં આવશે.

[૭૮] મરહુમ શેઠ ફરામજી હોરમજજી બમનજી શેઠના રોજ ૨૪–૧૨–૧૨૮૮ યઝદેજરદી અને તા૦ ૩૦ મી આગસટ ૧૯૧૯ ને દીને હક થયા તેવણના થયલા ઉઠમણામાં જાહેર કરવામા આવયું હતું કે મરહુમે પોતાની હઈયાતીમા બોંબે બરમા ટરેડીંગ કોરપોરેશન લીમીટેડના જુના શેરો ૧૦૦, એક ત્રસટડીડ કરીને સખાવતમાં આપયા હતા કે વયાજમાંથી ગરીબ પારસી જરથોસતી છોકરાઓને ટેકનીકલ ઉદયોગીક કેળવણી અને સકોલરશીપ આપવી અથવા નાણાંની મદદ કરવી. આ શેરોની કીમત હમણા રૂપીઆ એક લાખથી વધુ થવા જાય છે.

---

## ધરમનાં મકાનો.

**અમદાવાદની આરામગાહમાં બંધાયલો હોલ**—અમદાવાદ ખાતે દુખમાં આગળ રવાનોની સાથે આવનારાઓ માટે એક હોલ બાંધવામાં આવ્યો હતો, તે ખુલ્લો મેલવાની ક્રીયા રોજ ૧૯ મો માહા ૧ લો સને ૧૨૮૭ શેહેનશાહીને દીને કરવામાં આવી હતી. આ હોલ ૧૮ ફુટ પોહલો અને ૩૬ ફુટ લાંબો ફાયર પુરૂફ બાંધ્યો છે. એ ઉપરાંત દોખમાને ફરતી બેહજાર ફુટની કાંતાવાળી ટારની વાડ તથા દરવાજો કરી કુવામાં એક પંપ મેલ્યો છે. આ માટે રૂ૫૩૭૩ નો ખરચ એક ફંડ એકઠું કરી કરવામાં આવ્યો હતો.

**ડા૦ માસીના હાસપીટલમાં ખુલ્લો મુકાયલો સેપટીક વોરડ**—આપણા શેહરના પ્રખ્યાત ડાકટર માસીનાની હાસપીટલને લગતી ઉડતા રોગોના દરદીઓ માટેની નવી બીલડીંગ (સેપટીક વોરડ) ખુલ્લી મુકવાની ક્રીયા રોજ ૨૨ મો માહા ૩ જો યાને તા૦ ૧ લી દીસેમબરે એ હાસપીટલના મકાનમાં સર શાપુરજી બરજોરજી ભરૂચાના પ્રમુખપણા હેઠળ એક મેલાવડા સનમુખ કરવામાં આવી હતી. શરૂઆતમાં જશનની ક્રીયા કરવા બાદ દસ્તુરજી મીનોચેરજી જામાસપજી જામાસ્પ આશાનાએ તથા દસ્તુરજી દીનશાહજી ગારડાએ આ નવા મકાન માટે તેમજ ડાકટર માસીનાની બીનસ્વારથી સેવાઓ માટે સ્તુતી કરી ભલી દુવાઓ ચાહી હતી. શેઠ જાહાંગીર બેરામજી મરઝબાને નવું મકાન ખુલ્લુ મેલવાને સર શાપુરજી ભરૂચાને એલતેમાસ કરતાં જણાવ્યું કે પંદર વરસ ઉપર ડા૦ માસીનાએ હાસપીટલની શરૂઆત કરી હતી, તે પછી આ મોટા આલીસાન મકાનમાં લાવવામાં આવી છે. આ નવા મકાન માટે રૂ૫૭૦૦૦ ની રકમ મલી છે અને હમણા આજે લગભગ રૂ૧૮૦૦૦ જેટલા મલ્યા છે. આ નવી બીલડીંગમાં ઉડતા રોગો, જેવા કે ટાઇફોઇડ, ખસી, દીવાના, મરકી કોલેરા વગેરેના દરદીઓ માટે ગોઠવણ રાખવામાં આવશે. ઇનફ્લુએનઝાના હુમલા વખતે ૧૦૭ બીમારોની સારવાર થઇ હતી, જેઓમાં ૭૨ દરદીઓની તદન મુફત સારવાર કરી હતી. સેવટે શરવે મદદ કરનારાઓનો શેઠ મરઝબાને ઉપકાર માન્યા બાદ સર શાપુરજીએ મકાન ખુલ્લુ મેલાયલું જાહેર કરી ડા૦ માસીનાએ પારસી કોમની બજાવેલી ઉતમ સેવાઓ માટે સ્તુતી કરતા પછી મેલાવડો વીસરજન થયો હતો. આ નવી બીલડીંગ છેલ્લી ૯૫ ઉપર બાંધવામાં આવેલું બે મજલાનુ મકાન છે તેમાં ૨૮ ઓરડાઓ બીમારો માટે છે, અને તે પાછળ લગભગ રૂપયા પોણા લાખ જેટલો ખરચ થયો છે. સેપટીક બલોક દરેક રીતે સામગીરીઓથી રચવામાં આવયો છે અને એક ઓરડો દીવાના દરદીઓ માટે અલાયદો રાખેલો છે.

**બેલગામની પારસી કલબનું ખુલ્લું મુકાયલું મકાન**—બેલગામ ખાતે બાવીસ વરસ થયા પારસી કલબ સથાપવામાં આવી હતી. એ કલબ ભાડાના મકાનમાં હોવાથી શેઠો રૂશતમજી તથા નશરવાનજી નાનાભાઇ બોઇસે રૂ૪૦૦૦ માં મકાન ખરીદી એ પાછલ સુધારા વધારા માટે રૂ૩૫૦૦ નો વધુ ખરચ કરી ચોકસ સરતોથી એ કલબને મુફત વાપરવા આપાયું છે. આ મકાન ખુલ્લુ મુકવાની ક્રીયા રોજ ૩૦ મો માહા ૩ જાને દીને શેઠ બરજોરજી એદલજી વાચ્છાના પ્રમુખ પણા હેઠળ કરવામાં આવી હતી. જે વખતે શેઠો બોઇસ બીરાડરોની સખાવત માટે ઉપકાર માનીયા બાદ શેઠો બોઇસ બીરાડરોને કલબના મેમબરો તરફથી શીયાલો એનાયત કરવામાં આવ્યા પછી મરહુમ શેઠ નાનાભાઇ ફ. બોઇસની સબી ખુલ્લી મુકવામાં આવી હતી.

**સીકંદરાબાદ ખાતે ખુલ્લી મુકાયલી સ્કુલ**—સીકંદરાબાદ ખાતે કેનટોનમેંટમાં એક જરથોસ્તી સ્કુલ ત્યાના જાણીતા શેહેરી શેઠ જાહાંગીરજી જમશેદજી ચીનાઇએ પોતાના બેહેસતનશીન ધણીયાણી બાઇ રતનબાઇના પુણ માટે સ્થાપીને તેનું નામ "બાઇ રતનબાઇ જાહાંગીર ચીનાઇ એંગલો વરનાક્યુલર સ્કુલ" રાખ્યુ છે. મરહુમ બાઇની બાજને દીને એટલે રોજ ૧૪ મો માહા ૫ મો સને ૧૨૮૮ ને દીને દસ્તુરજી ખુરશેદજી બેહરામજીની આગેવાની હેઠળ જશન કરી એ સ્કુલ ખુલ્લી મુકી ચાલુ કરવામાં આવી છે. શરૂઆતમાં દસ્તુરજીએ ટુંક વાયજ કરી સ્કુલને ફતેહ ઇચ્છીયા બાદ શેઠ જાહાગીરજી તરફથી એવણના ભાઇ શેઠ રૂશતમજીએ અંજુમન સનમુખ પત્ર વાંચ્યો હતો, તેમાં જણાવ્યું હતું કે હમારા મરહુમ પીતાજી ઇ. સ. ૧૯૧૩ ના મે મહીનામાં ગુજરી ગયા છે અને એવણનું નામ પારસી ખાતા સાથે જાળવી રાખવા એક કુસાદે હોલ બાંધવામાં આવે છે. પારસી છોકરાંઓને ગુજરાતી તથા ઇંગ્રેજી કેળવણી સાથે આપણા પાક મજહબનું શીક્ષણ આપવાનું કાંઇ સાંધન નહી હોવાથી એક સારી સ્કુલ સ્થાપવા માટે આજે મકાન જેમાં તમો હાજર થયલાં છેઓ તેના માલેક પાસેથી રૂ૧૫૦૦૦ ની કીમતે વેચાતું લીધાં પછી સને ૧૯૧૮ ની તા૦ ૨૦ મી સપટેમબરે શેઠ જાહાંગીરજીના ધણીયાણી બાઇ રતનબાઇ બેહેસતનશીન થવાથી

એવણનું નામ સ્કુલ સાથે જાળવી રાખવા માટે મકાન ઉપરાંત રૂ૬૦૦૦૦ નીભાવ માટે આપ્યા છે, એમાં રૂ૪૪૦૦૦ ની નીઝામ સરકારની છ ટકાની નોટ છે જેનું વ્યાજ મહીને હાલી સીકકા રૂ૨૨૦ નું આવશે અને બ્રીટીશ સરકારના સાડાપાંચ ટકાના રૂ૧૬૦૦૦ ના વોર બોંડનું વ્યાજ રૂ૭૦૫ આવશે જેથી સ્કુલ સારા પાયા ઉપર ચલાવી શકાશે. આ મકાનની મરામત તથા ફરનીચર વગેરે પાછલ રૂ૩૦૦૦ નો ખરચ થયો છે તેથી એ સ્કુલ પાછલ રૂ૭૮૦૦૦ થયા છે. આ નાદર રકમ સીકંદરાબાદ તથા હેદરાબાદના જરથોસ્તીઓના ભલા માટે આપી છે જેથી અંજુમન તેની કદર બુજશે. શેઠ જાહાંગીરજીએ એ દીને બીજા વધુ રૂ૧૫૦૦ ની લોન આપી હતી જેથી તેના વ્યાજ-જમાંથી ચાર પ્રાઇઝો આપવામાં આવશે. એ પછી શેઠ બેજનજી આદરજી વકીલે શેઠ જાહાંગીરજી ચીનાઇએ અંજુમન ઉપર કીધેલા આ હેશાંન માટે ઉપકાર માન્યા બાદ મેલાવડો વીસરજન થયો હતો.

**સીકંદરાબાદ ખાતે ખુલ્લો મેલાયલો હોલ**—સીકંદરાબાદ ખાતે ત્યાંના જાણીતા સખાવતી ગ્રહસ્થ શેઠ જાહાંગીર જમશેદજી ચીનાઇએ સર અવસરે વાપરવા માટે બંધાવી આપેલો હોલ ખુલ્લો મેલવાની કીયા રોજ ૧૪ મો માહા ૧૨ મો યાને તા૦ ૨૦ મી આગસ્ટે એક મોટા મેલાવડા સનમુખ કરવામાં આવી હતી. દસ્તુરજી ખુરશેદજી બેરામજીએ જશનની કીયા કરવા પછી શેઠ જાહાંગીરજી જમશેદજી ચીનાઇ તરફથી એવણના ભાઇ શેઠ રૂશતમજીએ અંજુમન પત્ર વાંચતાં જણાવ્યું કે છત્રીસ વરસ ઉપર એકપણ હોલ નહીં હોવાથી હમારા બપાવા મરહુમ ખા૦ બા૦ એદલજી સોરાબજી ચીનાઇએ હમારા બેહેસ્તનશીન બપાઇજીના પુણ માટે એક હોલ બંધાવી ૧૮૯૩ ના જુન માસમાં ખોલ્લો મુક્યો હતો, જે હોલ "બાઇ પીરોજબાઇ હોલ" ને નામે આજ સુધી જાણીતો છે. એ હોલ નાધલો પડવાથી મારા મરહુમ પીતાજી શેઠ જમશેદજી એદલજી ચીનાઇની યાદમાં આ નવો હોલ બંધાવી આપ્યો છે. આ મકાન બંધાઇને તઇયાર થાય ત્યાં સુધી શેઠ મનચેરજી બે. કોટવાલે કાલજી ભરેલી દેખરેખ રાખી કીમતી સલ્લા આપી હતી તે માટે ઉપકાર માનું છું. આ હોલ "જમશેદજી ચીનાઇ હોલ" ને નામે ઓલખાશે. એ બાંધવા પાછલ હાલી રૂ૨૨૦૦૦ નો ખરચ થયો છે અને લગભગ રૂ૨૦૦૦ ઇલેકટ્રીક લાઇટ પંખા લગાડવા પાછલ બેઠા છે, જે મારા મરહુમ પીતાજીના ઉડમણામાં હમારા કાકાજી ખા૦ બા૦ શાપુરજી એ. ચીનાઇએ રૂપ્યા ભરીયા હતા તેમાંથી ખરચ્યા છે. રૂ૩૦૦૦ ની કીમતનું ફરનીચર તઇયાર કરાવ્યું છે અને નીભાવ માટે અંગ્રેજ સરકારની સાડાત્રણ ટકાની રૂ૫૦૦૦ ની લોનો એલાહેદી કાહાડીને મારા ધરમખાતાના ત્રસ્ટીઓને સંપુરદ કરવામાં આવશે, સીકંદરાબાદ અને હેદરાબાદની જરથોસ્તી અંજુમનનાં વપરાસ માટે આ હોલ ખુલ્લો મુકુ છું. મારા મરહુમ ધણીયાણી બાઇ રતનબાઇની પેહલી વરસીનો દીવસ આજે હોવાથી એવણની પવીત્ર યાદમાં મેં "રતનબાઇ ચીનાઇ એંગલો વરનાકયુલર સ્કુલ" થોડા મહીના થયા સ્થાપી છે તેને વધારે મુસ્તકીમ પાયા ઉપર લાવવાને માટે મજકુર સ્કુલના ત્રસ્ટીઓને બીજા રૂ૧૦૦૦૦ ની ત્રણ ટકાની લોન અને રૂ૫૦૦૦ ની પાંચ ટકાની લોનો સવાધીન કરૂ છુ. મારા બેહસ્તનશીન ધણીયાણીની દર વરસે બાજને દીને એક જશન કરવા સીકંદરાબાદની જરથોસ્તી કલબને રૂ૧૦૦૦ ની લોન અને હેદરાબાદની પારસી કલબને રૂ૧૦૦૦ ની લોન વ્યાજ વાપરવા આપુ છુ. વળી મરહુમનુ રોજનું કીયા કામ હાલ દેવલાલીની અગયારીમાં કરાઉ છુ તેને જાવેદાન ચાલુ રાખવા રૂ૧૫૦૦ ની સાડા ત્રણ ટકાની લોનો દેવલાલીની અંજુમનને સંપુરદ કરૂછુ. આજ દીને રૂ૨૭૦૦૦ નું "જેહાંગીરજી જમશેદજી ચીનાઇ ચેરી ટેબલ ફંડ" સ્થાપુ છું અને એ ફંડના ત્રસ્ટીઓ મારા ત્રણ ભાઇઓ રૂશતમજી, હોરમજી અને રતનજી તથા બે ભત્રીજાઓ એરચશાહ અને નોશીરવાન રહેશે. એની આવકમાંથી એક હીસ્સો મારા નયાગાનોની ધરમ કીયા કરવામાં અને બે હીસ્સા ગરીબ જરથોસ્તીઓને નવજોત લગન વગેરે ટાંકણે મદદ કરવામાં વાપરવામાં આવશે. ચંદરગાટમાં અથવા હેદરાબાદ સ્ટેશનની પાસે એક ધરમશાળાનું મકાન બાંધવા રૂ૨૫૦૦૦ આપુ છુ અને નીભાવ સારૂ મારા માતાજી રતનબાઇની પરવાનગીથી મારા મરહુમ ભાઇ દોરાબજીની પુંજીમાંથી રૂ૧૦૦૦૦ તથા મારી તરફથી રૂ૫૦૦૦ ઉમેરી રૂ૧૫૦૦૦ આપવામાં આવશે. મારા માતાજીએ રૂ૩૦૦૦૦ ને ખરચે ગરીબ પારસીઓ માટે ચાલી બંધાવી આપવા કબુલ કીધુ છે. એજ મેલાવડામાં નવાબ સોરાબ નવાઝ જંગબહાદુરે ખાનસાહેબ રાગચાર ઇચ્છાપોરીયાને એક સોનાનું ઘડીયાલ તથા છેડો ભેટ આપ્યા હતા. નામદાર વાઇસરાય દવલતાબાદ વગેરે ઠેકાણે મુલાકાતે પધારયા હતા તે વખતે શેઠ ઇચ્છાપોરીયાએ મોટર વગેરેનો બંદોબસ્ત કરવાથી નામદાર નીઝામે ભેટ આપવા આપ્યું હતું.

**ખુલ્લુ મુકાયલુ નસાખાનુ**—લાનોલી ખાતે એક નસાખાનાની અગત હોવાથી લાનોલીના એક ઇરાની ગ્રહસ્થ શેઠ જમશેદ બેહરામે તે બંધાવી આપ્યું છે. એ નસાખાનું રોજ ૧૬ મો માહા ૫ મો યાને તા૦ ૨૪ મી જાનેવારીએ લાનોલીની અંજુમનનાં મેળાવડા સમક્ષ જશનની ક્રીયા કરી ખુલ્લુ મુકવામાં આવ્યું હતું. સેક્રેટરી શેઠ સોરાબ હોરમજી માદને શેઠ જમશેદ બેહરામનો આવું નેક કામ પાર પાડવા માટે આભાર માનયો હતો.

**ઝોરાસ્ત્રીયન બીલડીંગ સોસાયટી હસ્તક ખુલ્લી મેલાયલી બીલડીંગ**—ઝોરાસ્ત્રીયન એસોસીએશનના આગલા જોડયા સેક્રેટરી મરહુમ શેઠ શોરાબજી બમનજી પેસ્તનજી માસ્તરરોજ ૨૪ મો માહા ૫ મો ય. ૧૨૮૭ ને દીને બેહેસ્તનશીન થયા હતા, તેવણની યાદગીરી કાયમ રાખવા માટે મરહુમના ઉઠમણામાં મરહુમની પુંજીમાંથી રૂ૬૫૦૦ તથા મરહુમના ધણી-આણી બાઇ મહેરબાઇ તરફથી રૂ૬૦૦૦, તથા મરહુમના બેટા શેઠ પેસતનજી તરફથી રૂ૧૦૦૦૦, મલી એકંદર રૂ૨૨૫૦૦ ભરવામાં આવ્યા હતા. એ આખી રકમ ઝોરાસ્ત્રીઅન બીલડીંગ સોસાયટીને આપી ત્રણ મજલાની એક નવી બીલડીંગ વચલા વરગના જરથોસ્તીઓના વપરાસ માટે બાંધીને મરહુમ ગ્રહસ્થની પહેલા વરસની બાજને દીને ખુલ્લી મુકવામાં આવી છે. આ મકાનનું ભાડું ખરચ બાદ જવે નકકી ૪ ટકા ઉપજે એમ ગોઠવવામાં આવયું છે, એ ઉપરાંત મરહુમના ખેશીઓ તરફથી મરહુમના ઉઠમણામાં ભરાયલા રૂપ્યામાંથી રૂ૧૦૦૦ની ૩॥ ટકાની નોટ ઝોરાસ્ત્રીઅન એસોસીએશનને બક્ષેશ આપી છે કે તેનું વ્યાજ ગરીબ પારસી જરથોસ્તી છોકરાંઓને કેળવણી આપવા વાપરવું.

**ખેરગામમાં રવાનની ગાડી માટેનું મકાન**—શેઠ પેસતનજી દાદાભાઇ વાહાડયાએ વલસાડ નજદીકના ખેરગામ ખાતે રવાનોને લઇ જવાના ગાડી ખેરગામની જરથોસ્તી અંજુમનને ભેટ આપી હતી. એ ગાડી રાખવાનું મકાન, તેમજ જુનુ નસાખાનું બીસમાર થવાથી નસાખાનાનું નવું મકાન તથા એક કુવો શેઠ પેસતનજીએ બંધાવી આપ્યાં હતાં તે તા૦ ૫ મી મારચે રોજ ૨૬ મો માહા ૬ દાને દીને ખુલ્લું મુકવાની ક્રીયા શેઠ રૂશતમજી ભીખાજી ભીખામેહરજીના પ્રમુખપણા હેઠળ કરવામાં આવી હતી. જશન ક્રીયા કરવા પછી શેઠ વાહાડયાની સખાવતની સ્તુતી કરી રૂપાના કાસકીટમાં માનપત્ર એનાયત કરવામાં આવ્યું હતું. એ પાછળ શેઠ પેસતનજીને રૂ૩૫૦૦ નો ખરચ થયો છે અને મરામત માટે એવણે બીજા વધુ રૂ૫૦૦ આપીયા છે. વળી ખેરગામની સમસ્ત માહાજન તરફથી એક માનપત્ર શેઠ પેસતનજીને આપવામાં આવ્યું હતું.

**ખુલ્લુ મુકાયલુ નસાખાનુ**—સુરત નજદીકના ઉમરા ગામના દુખમાને લગતું નસાખાનાનું નવું મકાન શેઠ પાલણજી શાપુરજી મીસતરીએ બંધાવી આપ્યું હતું તે ખુલ્લુ મુકવાની ક્રીયા શેઠ બેજનજી માણેકજી વકીલના પ્રમુખપણા હેઠળ રોજ ૨૩ મો માહા ૭ માને દીને કરવામાં આવી હતી. સુરતના દસ્તુરજી કાવશાહ રૂશતમજીએ જશનની ક્રીયા કરવા પછી શેઠ બેજનજીએ નશાખાનું ખોલ્લું મુકી પ્રસંગને અનુસરતુ વીવચન કરીયું હતું. શેઠ મનચેરશાહ પાલનજી કેકોબાદે રીપોરટ વાંચતાં જણાવ્યું કે આ દખમું વેસુ, ખજોત, ડુમસ તથા ઉમરાગામના પારસીઓ વાપરે છે ને સો વરસનું પુરાણુ છે. એ દખમાનો વહીવટ ૧૯૦૯ થી સુરતની પારસી પંચાયત હસ્તક છે. જુનુ નશાખાનું શેઠ પાલણજી શા. મીસતરીએ બંધાવેલું તે બીસમાર થવાથી એવો સાહેબે નસાખાનાનું નવું મકાન બંધાવી આપ્યું છે અને એની મરામત માટે ચોકસ રકમ આપનાર છે. પ્રમુખે અંજુમન તરફથી શેઠ પાલણજીને એક શીયાલ ઓઢાડી હતી જ્યારે શેઠ પાલનજીએ શેઠ બેજનજીને, મકાન બાંધનાર શેઠ પેસતનજી વાહાડયાને અને શેઠ હોરમજી શાપુરજી પટેલને અકેક શાયાલ ઓઢાડી હતી. જુના નસાખાના ઉપર પશ્ચીમની તખ્તી હતી તેની નકલ—શ્રી પાકદાદાર હોરમજદના મદદ હોજો—શ્રી વેસુ ગામના રહેવાશી પારશી સાપુરજી જીવણજી મરોલીયા રોજ ૬ થો ખોરદાદ માહા ૬ થો સરેવર સને ૧૨૫૮ યજદેજરદી તા૦ ૨૦ ફેબરવારી સને ૧૮૮૯ ઇસવીસને દીને રવી મુમ્બાઇ મધે બહેસ્તનસીન થઆ તેવણના પુનને માટે તેવણની નઇએતે તેવણના દીકરા પાલણજી સાપુરજી મીસતરીએ સુરત જીલાના ગામ શ્રી ડુમસ, વેસુ, ખજોત, ઉમરા વગેરેના પારસી રહેવાશીઓના ફાએદાને માટે તથા એ બાહારગામના રવાનોને સારૂં એ મુકામ તથા નસાખાનું તથા નસેસાલારોના નાહવાને સારૂં તથા નસાને લગતા કપરાં નાખવાનું મુકામ મળી બંધાવી આપ્યું છે અને એ મુકામો સરવે જરથોસ્તીઓના વપરાસ માટે પારસી અનજુમનને સ્વાધીન કીધું છે. સઇ—જુના નસાખાનાની પુર્વે અને પશ્ચીમ વચેની બીજી તખ્તી—આ નસાખાનનું મકાન બીસમાર હાલતમાં આવી જવાથી ઉપલાજ ધણી શેઠ પાલણજી સાપુરજી મીસતરીએ પાકું પોતાના ખરચે નવેસરથી નવું બંધાવી ઉપલી અનજુમનને સ્વાધીન કીધું છે. રોજ દેપદીન

**દાદાર માહ મહેર ૧૨૮૮ તા૦ ૧ લી એપ્રેલ ૧૯૧૯—નવા નસાખાના ઉપરની પુરવ તરફની તખ્તીની નકલ**—આ મકાન શેઠ પાલણજી સાપુરજી મીસતરીએ પોતાના બેહેસ્તનશીન દીકરા સાવક-સાહ જેવણ રૈજ દેપદીન દાદાર માહા મહેર યજદ યજદેજરદીને ૧૨૮૬ તા૦ ૧ લી એપ્રેલ સને ૧૯૧૭ અને વાર રવીને દીને હક થઆ તેવણનાં પુનને માટે બંધાવી ઉમરા, વેસુ, ખજોત, તથા ડુમસ ગામની અનજુમનને રોજે દેપદીન દાદાર માહા મહેર યજદ યજદેજરદી ૧૨૮૮ તા૦ ૧ લી એપ્રેલ સને ૧૯૧૯ ને વાર મંગલને દીને ખુલ્લું મુકી સ્વાધીન કીધું છે.

**ભરૂચની જનાના હાસપીટલમાં ખુલ્લી મેલાયલી મેટરનીટી હાસપીટલ અને ઓપરેશન બલોક**—ભરૂચ ખાતે દોઢ દાયકો થયા મીશન ખાતાં તરફથી સ્થાપાયલી જનાના હાસપીટલમાં બઇરાઓના દરદોની સારી સારવાર થાય છે. એમાં જગાની તંગી પડવાથી લેડી પીરોજબાઇ શા૦ ભરૂચા મેંટરનીટી હાસપીટલનું અને દીનશાહ ફરદુનજી ઓપરેશન બલોક બાંધવામાં આવ્યા છે. તે ખુલ્લાં મુકવાની ક્રીયા રોજ ૨૬ મો માહા ૯ મો યાને તા૦ ૩ જી જુને ઉતર પ્રાંતના રેવેન્યુ કમીશનર મો૦ મી૦ એફ. જી. પ્રાટના પ્રમુખપણા હેઠલ કરવામાં આવી હતી. શરૂઆતમાં મી૦ અડવાનીએ જણાવ્યું કે ૧૯૧૭ માં ડીસ્ત્રીક્ટ જડજ તરીકે આ જીલ્લામાં આવ્યા પછી આ હોસપીટલમાં જગાની તંગી જણાવાથી એક ફંડ ઉભુ કરવામાં આવ્યું હતું, તેમાં લેડી પીરોજબાઇ શાપુરજી ભરૂચાએ ૩૨૦૦૦ અને સર શાપુરજી ભરૂચાએ ૩૭૦૦૦ આપ્યા છે તે માટે ઉપકાર માનવામાં આવે છે અને લેડી પીરોજબાઇનું નામ મેટરનીટી હાસપીટલને આપ્યું છે, એ મકાન માટે લગભગ ૨૩૩૦૦૦ નો ખરચ થવા જશે. શેઠ રતનજી ફરદુનજીએ ૨૫૦૦૦ ઓપરેશન બલોક માટે આપ્યાથી એ બલોકને એવણના ભાઇ દીનશાહ ફરદુનજીનું નામ આપ્યું છે. એ બલોક પાછળ લગભગ બાર હજાર ખરચાયા છે. શેઠ પીરોજશાહ વખારીઆએ ૩૨૦૦૦ અને વખારીયા કુટુંબે ૨૩૦૦૦ કરતાં વધુ રકમ આપવાથી શેઠ પીરોશાહના ગુજરી ગયલા બાળક બેટા અરદેશરનું નામ ગાએનોલોજીકલ વોરડ સાથે જોડવામાં આવ્યું છે. એ પછી મેલાવડો વીસરજન થયો હતો.

**ઇગતપુરાની દરેહમેહરમાં થયલો ફેરફાર**—ઇગતપુરાની અંજુમનના પ્રેસીડંટ શેઠ મંચેરશાહ દાદાભાઇ ભાવનગરીએ પોતાના ધણીયાણી બાઇ કુંવરબાઇનાં પુણ માટે તેવણની પોતાની પુંજીમાંથી ત્યાંની દરેહમેહરના મકાનમાં શાહબાદી લાદીઓ તથા તાઇલસો જડાવી બીજો ઘટતો ફેરફાર કરવા પછી એ મકાનને જશનની ક્રીયા કરી રોજ ૪ થો માહા ૧૦ માને દીને ખુલ્લુ મુકવામાં આવ્યું હતું. શેઠ મંચેરશાહની સખાવત માટે અંજુમન તરફથી એક માનપત્ર તથા શીયાલ શેઠ દોરાબશાહ શાપુરજી ઇચ્છાપોરીયાના પ્રમુખપણા હેઠળ એનાયત કરવામાંઆવી હતી.

**સીકંદરાબાદ ખાતે ખુલ્લુ મેલાયલુ મકાન**—સીકંદરાબાદના જાણીતા શેહેરી શેઠ ડોસાભાઇ નશરવાનજી ચીનાઇએ સીકંદરાબાદના "હોમ ફોર ધી એજેડ પુઅર" ને લગતો રૂપીયા પચીસ હજારની કીમતનો એક બલોક બંધાવી આપયો હતો, તે ખુલ્લો મેલવાની ક્રીયા રોજ ૧૮ મો માહા ૧૧ મો યાને તા૦ ૨૪ મી જુલાઇએ નામદાર રેસીડંટ સર સ્ટુઅરટ ફ્રેઝરે એક દબદબા ભરયા મેળાવડા સનમુખ કીધી હતી. સર સ્ટુઅરટ ફ્રેઝરે પારસી કોમની સખાવતી ગુણ તથા શેઠ ડોસાભાઇની સખાવત માટે તારીફ કરી એવા ધરમ અને દયાના કામો કરવા જુસ્સાભર અપીલ કરવા બાદ એ બલોક ખુલ્લો મેલાયલો જાહેર કરવામાં આવ્યો હતો. એ પછી 'હોમ' માં તથા દરેક ઓરડા અને બલોકની સફાઇ સુઘડાઇ જોઇ સરવે ખુશી થયાં હતાં અને શેઠ ડોસાભાઇ ચીનાઇ અને એવણના ધણીયાણીને મુબારકબાદી આપતાં વીદાય થયાં હતાં.

**આગરા ખાતે ખુલ્લી મેલાયલી ધરમશાળા**—આગરા ખાતે કારટન હોટલ ના માલેક શેઠ રૂસ્તમજી નશરવાનજી રૂસ્તમફરામનાએ કેનટોમેંટ પ્રતાપપુરામાં આવેલું પચીસથી વધુ માણસની સગવડ થાય તેવું જુદા જુદા આંઠ રૂમો સાથનું એક પોતાનું મકાન પારસી ધરમ-શાળાના વપરાસને માટે આગરાની અનજુમનને ધરમ ખાતે સ્વાધીન કરયું છે. એ ધરમશાલા ખુલ્લી મેલવાની ક્રીયા રોજ ૨૦ મો માહા ૧૧ માને દીને કરવામાં આવી હતી. જશનની ક્રીયા પંથકી માણેકજી દોરાબજી દસ્તુરે કરયા પછી ધરમશાળાનું મકાન ભેટ આપનાર શેઠ રૂશતમજીને અંજુમન તરફથી એક માનપત્ર તથા શેયાલ અને એવણના ધણીયાણી બાઇ પુતલીબાઇને બીજી શીયાલ ઓઢાડવામાં આવી હતી. તેમજ ધરમશાળામાં એઓ બંનેની ઓઇલ પેંટીંગ સબી ખુલ્લી મુકવામાં આવી હતી. લગન-નવજોત અને જશણ વગેરે સરઅવસરના ક્રીયા કામો કરવા માટે આગ્રાની અંજુમને મોબેદ માણેકજી દોરાબજી દસ્તુરની પોતાના પંથકી તરીકે નેમણુંક કરી છે. તે ક્રીયા કામો કરવા સારૂ એ ધરમશાળાના મકાનમાં અલાહેદો હોલ કાહડવામાં આવ્યો છે.

---

## ખેતાબ.

આપણી રાજકરતી બ્રીટીશ કોમનાં નવાં સાલની ખુશાલીમાં અપાયલા ખેતાબોમાં નીચલા જરથોસ્તીઓનેબી એનાયત થયા હતા :—

ઓ. બી. ઇ. યાને હારીસર ઓફ ધી ઓરડર ઓફ ધી બ્રીટીશ એમપાયરનો ખેતાબ બલુચીસ્તાનવાલા ખા૦ બા૦ અરદેશર ડોસાભાઇ મારકરને જયારે એમ. બી. ઇ. યાને મેમબર ઓફ ધી ઓરડર ઓફ ધી બ્રીટીશ એમપાયરનો ખેતાબ મુંબઈવાલા શેઠ શાપુરજી બમનજી બીલીમોરીયાને, પુણાની વીમેનસ બ્રાંચ ડીપોવાલા બાઇ સુનાબાઇ કેકોબાદ દસ્તુરને, મુંબઈના ડેપ્યુટી પોલીસ સુપરીંટેનડંટ શેઠ એચ. આર. કોથાવાળાને, મુંબઇની વીમેનસ બ્રાંચ ડીપોવાલા બાઇ હીરાંબાઈ લાલકાકાને, બંગાલના લેડી કારમાઇકલસ વોર ફંડવાલા મીસીસ હોમાય મેહતાને અને પુણાની વીમેનસ બ્રાંચ ડીપોવાલા મીસીસ હીરાંબાઈ પદમજીને એનાયત થયો હતો.

કયસરે હીંદનો રૂપાનો ચાંદ મુંબઇના રીટાયરડ એસીસ્ટંટ સરજયન ખા૦ બા૦ ડોસાભાઇ પેસ્તનજી કુપરને અને કરાંચી ખાતેની લડાઇના ફંડને લગતી બાનુઓની સાખાવાળા મીસીસ દીનબાનું માણેકજી વજીફદારને મલયો હતો. ખાન બહાદુરનો ખેતાબ કારવારના કંત્રાકટર ખાનસાહેબ દાદાભાઇ રતનજી વલસાડવાલાને, માઉંટ આબુના સીનીયર સબ એસીસ્ટંટ સરજયન ખાન સાહેબ અરદેશર કાવસજીને અને ખાનસાહેબ બરજોરજી કાવસજી લીચમોરને જયારે ખાન-સાહેબનો ખેતાબ પુણાવાલા શેઠ અસપંદયાર રૂસ્તમ ઇરાનીને, ધારવાડના વેપારી શેઠ માણેકજી મેરવાનજી કરાકાને, કવેતાના વેપારી શેઠ શાવકશાહ પીરોશાહને, રતલામ સ્ટેટ કાઉનસીલના મેમબર શેઠ દોરાબજી ફરદુનજી વકીલને અને રજપુતાણા એજનસી આફીસના સુપરીંટેનડંટ શેઠ મેરવાન માણેકજી ખંબાતાને એનાયત થયો હતો.

નામદાર બખતાવર શેહનશાહ જયોરજ પાંચમાની પપમી સાલગરેહનો મુબારક દીવસ તા૦ ૩જી જુને પડવાથી તેની ખુશાલીમાં નીચલા જરથોસ્તીઓને ખેતાબો એનાયત થયા હતા:—

મુંબઇનાં જાણીતા મીલ માલેક ને શેઠયા શેઠ ખરશેદજી નવરોજી વાહાડયાને સી. આઇ. ઇ. યાને કંપેનીયન ઓફ ધી ઇંડીયન એમપાયરનો નામીચો ખેતાબ એનાયત થયો હતો.

મઉવાલા ખાનબહાદુર ડી. સી. પેસ્તનજીને કયસરેહીંદનો સોનાનો ચાંદ એનાયત થયો હતો.

ખાનબાહાદુરનો ખેતાબ શેઠ નશરવાનજી રૂસ્તમજી વાછા, તે અમદાવાદની સેંત્રલ જેલના સુપરીનટેનડંટને અને મદરાસવાલા શેઠ જમશેદજી એદલજી બાટલીવાલા તે મદરાસ એંડ સધરન મરાઠા રેલવેના મદદનીશ ઓડીટરને મલ્યો હતો, જયારે ખાનસાહેબનો ખેતાબ શેઠ ખરશેદજી હો. મીસ્ત્રી તે મુંબઇના રીટાયરડ સબ એનજીનીયર, શેઠ સોરાબજી કાવસજી ડોટીવાલા તે અલીરાજપુર સ્ટેટના દીવાન, શેઠ અરદેશર રતનજી મહેતા તે હોસપીટલ સ્ટોરકીપર, સપલાઈ એંડ ત્રાંસપોરટ કોર, શેઠ હોરમસજી પેસતનજી તે આગરા કેનટોનમેંટ કમીટીના મેમબર. શેઠ કેખશરૂ સોરાબજી સુરતી, તે હીંદી ટપાલ ખાતાવાલા, શેઠ હોરમસજી પી. તલાટી, તે દેહરાદુનની ૭મી ગુરખા રાઇફલસના કલારક, શેઠ ફીરોઝશા પાલનજી તે મોટર મેલ કોનત્રેકટર માઇસોર, શેઠ જેહાંગીરજી ગુસતાદજી મોદી, એદીસઆબા એબીસીનીયા અને શેઠ મેરામશાહ કેરબાદજી ઇલાવીયા તે એકસાઇઝ કોનત્રેકટર, મધ્ય હીંદુસ્તાનવાલાને એનાયત થયો હતો.

એમ. બી. ઇ. યાને મેમબર ઓફ ધી ઓરડર ઓફ ધી બ્રીટીશ એમપાયરનો ખેતાબ મીસ બીખાઇજી અરદેશર એનજીનીયર, તે મુંબઇના સેવાસદનના સેકરેટરી, શેઠ દીનશાહ એદલજી માહવા, તે મુંબઇના સેંટ જોન એમબયુલંસ બ્રીગેડના પારસી ડીવીઝનના સુપરીનટેનડંટ, શેઠ દારાબશાહ નશરવાનજી મારકર તે મુંબઇના સેંટ જોન એમબ્યુલંસ બ્રીગેડના કોસમોપોલીટન ડીવીઝનના સુપરીનટેનડંટ અને શેઠ અરદેશર ડોસાભાઇ વાહાડયાને મલયો હતો.

શેઠ હોરમજી નશરવાનજી વકીલ સોલીસીટરને સપટેમબર ૧૯૧૮માં બ્રીટીશ સરકારની થયલી જીતની ખુશાલીમાં નામદાર નીઝામે નવાબ બહાદુરનો ઉંચો ખેતાબ એનાયત કરવાથી શેઠ હોરમજી "નવાબ હોરમઝદ જંગ બહાદુર"ના નામથી ઓલખાતા હતા.

વડોદરાની કોલેજના પ્રીનસીપલ શેઠ એ. એમ. મસાનીને રાજ રતનનો સોનાનો ચાંદ નામદાર માહારાજા ગાયકવાડની તા૦ ૨૨મી મારચે પડેલી સાલગ્રહની ખુશાલીમાં એનાયત કીધો હતો.

પતીયાલાવાલા મેજર કેકી મીસતરીને પતીયાલાના નામદાર માહારાજાની તા૦ ૧૪મી અકટોબર ૧૯૧૮ ને દીવસે પડેલી સાલગ્રહની ખુશાલીમાં કરનલની ગદીઆતી લશકરી પદવી આપી "તાઝીમી સરદાર"નો ખેતાબ એનાયત કરવામાં આવ્યો હતો.

# ઓધા—નેમણુંક—વગેરે.

આપણા શહેરના જાણીતા તબીબ ડા૦ સર તેમુલજી ભીખાજી નરીમાનને નામદાર હીંદી સરકારે આઇ. એમ. એસ. તથા બીજી તબીબી નોકરીના પગારમાં વધારો કરવાના સવાલ ઉપર વીચાર ચલાવવાના સંબંધમાં મોટા તબીબી અમલદારોનું એક કમીશન નેમયું હતું તેમાં મુંબઇ ઇલાકા તરફથી એક કમીશનર તરીકે નેમયા હતા. તેવણ આ કમીશન ઉપર બેસવા માટે કલકતા જવા મુંબઇથી તા૦ ૨૮ મી ફેબરવારીએ ઉપડી ગયા હતા. મુંબઇની યુનીવરસીટીની ચાલુ સાલની એમ. ડી. ની પરીક્ષામાં મીડલીફ્રીના વીશયના પરીક્ષક તરીકે ડા૦ સર તેમુલજી નરીમાનની નેમણુંક કરવામાં આવી હતી પણ-એવણે પોતે કમીશનપર હોવાથી પરીક્ષક તરીકે રાજીનામું આપવાથી એવણની જગાએ ડા૦ રતનશાહ તેમુલજી નરીમાનને નેમયા હતા.

શેઠ દીનશાહ રતનજી દાજુને વડોદરા સ્ટેટના ધારાસભા માટે નવસારી પ્રાંતના વીઆરા વીભાગ તરફના પ્રજા તરફના પ્રતીનીધી તરીકે ચુંટી કાઢયા હતા.

શેઠ દોરાબ એન. બહાદુરજી બેરીસ્ટરને મુંબઇના કામચલાઉ એડવોકેટ જનરલ અને નામદાર ગવરનરની ધારા બાંધનારી કાઉન્સીલના વધારાના સભાસદ નેમ્યા હતા.

તેહરાનની જરથોસ્તી કોમના આગેવાન કેરમાનવાળા અરબાબ કેખશરો શાહરૂખને યઝદ, કેરમાન અને તેહરાનના જરથોસ્તી ઇરાનીઓના પ્રતીનીધી તરીકે ઇરાનની પારલામેંટના મેમબર તરીકે ત્રીજીવાર ચુંટી કાઢયા હતા.

ડા૦ હોમી અરદેશર દાદરેવાલાને દમણના ગવરનરની કાઉન્સીલના વધારાના મેમ્બર નેમ્યા હતા.

સર કાવશજી જહાંગીર બારોનેટને મુંબઇના સને ૧૯૧૯ ના સાલના શેરીફ નેમ્યા હતા.

શેઠ અરદેશર પેસતનજી સબાવાળા બેરીસ્ટરને કામચલાઉ ડેપ્યુટી શેરીફ નેમ્યા હતા.

શેઠ મંચેરશાહ કાવશજી ગજ્જરને સરકારના રેવન્યુ અને ફીનાંનશીયલ ખાતાંઓના સીનીયર મદદનીશ સેક્રેટરી નેમ્યા હતા.

શેઠ જમશેદજી અરદેશર વાડયાને એકસેસ પ્રોફીટસ ટેકસ માટે આવેલી અરજીઓપર વીચાર ચલાવવાની બોરડના મેમબર નેમ્યા હતા.

મુંબઇની જાણીતી શેઠો કાવશજી દીનશાહની કંપનીને જરમન ઇસ્ટ આફ્રીકાના જીતી લીધેલા વીસતારોના હીંદ મધેના કારોબારી એજંટો નેમ્યા હતા.

તબીબી કરનલ હોરમજી એદલજી બનાતવાળા સી. એસ. આઇ. ને ઇનસપેકટર–જનરલ ઓફ પ્રીઝનરસ તરીકે નેમયા હતા.

મુંબઇની છુપી પોલીસના અમલદાર ખાનબહાદુર કાવશજી જમશેદજી પેતીગરાને છુપી પોલીસના સુપ્રીંતેનડન્ટ નેમયા હતા.

શેઠ દીનશાહ ફરદુનજી મુલ્લાંને સીટી ઇમપ્રુવમેંટ ટ્રસ્ટની ટ્રાઇબ્યુનલ ઓફ અપીલના પ્રમુખ નેમયા હતા.

શેઠ દાદીબા એમ. દલાલને હીંદી ચલણ અને હુંડીયામણ કમીટીના સભાસદ નેમયાથી એવણ ગયા જુન માસમાં વેલાત ગયા હતા.

શેઠ ફ્રામરોજ ધનજીભાઇ બક્ષીને ડેપ્યુટી કંટ્રોલર ઓફ ઇંડીઆ ટ્રેઝરીના ઓધા ઉપર બંગાલ ઇલાકામાં નેમયા હતા.

શેઠ નાનાભાઇ હો. મુસ બેરીસટરને મુંબઇની હાઇકોરટના ઓફીસીયલ રીસીવર નેમયા હતા.

શેઠ શાપુરજી બમનજી બીલીમોરીયાને મુંબઇની ઓડીટરસ કાઉનસીલના મેમબર નેમયા હતા.

ખાનસાહેબ સોરાબજી કુવરજીને કરાંચીનાં ઇંડો યુરોપીયન ટેલીગ્રાફ ખાતાનાં ત્રારીક સુપ્રીંટેનડંટ અને એકાઉનટંટ આફીસરના ઓધા ઉપર નેમયા હતા.

શેઠ ડોસાભાઇ ધનજીભાઇ બીલીમોરીયાને અમદાવાદના ઇનકમટેક્ષના સ્પેશીયલ કલેકટર, અને ખા૦ બા૦ જમશેદજી બેજનજી વાચ્છાને મુંબઇના ઇનકમટેક્ષના કલેકટર નેમયા હતા.

શેઠ સોરાબજી ફરામજી બીલીમોરીયાની બીજા જડજ, અને શેઠ રતનશાહ સોરાબજી દાદાચાનજીની ચોથા જડજ તરીકે મુંબઇની સમોલ કોઝીઝ કોરટમાં કામચલાઉ નેમણુક થઇ હતી.

શેઠ દાદીબા ખરશેદજી મેહતાને અમદાવાદના સેશનસ જડજ, શેઠ ધનજીશાહ ડોશાભાઇ કુપરને ખાનદેશના મદદનીશ સેશનસ જડજ અને શેઠ નાદીરશાહ એન. માસતરને ગોધરાના સબ જડજ નેમયા હતા.

શેઠ હોરમજદીયાર ફીરોઝ દસ્તુરને મુંબઇના વધારાના કામચલાઉ મેજીસ્ટરેટ, શેઠ અરદેસર ફરદુનનજી દલાલને પુણાના સીટી મેજીસ્ટરેટ ને ઇનકમટેક્ષ કલેકટર અને શેઠ શીયાવક્ષ માણેકજી તલાતીને કરાંચીના મેજીસ્ટરેટ નેમયા હતા.

શેઠ પીરોશાહ બેરામજી મલબારી બેરીસ્ટરને હાઇકોરટના પ્રોથોનોટરી, શેઠ હોરાબ એન. ડી. ખંડાલાવાળાને પેહલા ડેપ્યુટી રેજીસ્ટરાર અને કમીશનર તથા શેઠ એદલજી જાહાંગીર દાવરને ત્રીજા ડેપ્યુટી રેજીસ્ટરાર, અને શેઠ નવરોજી પાલનજી પાવરીને મુંબઇની સમાલકોઝ કોરટના વડા રેજીસ્ટરાર નેમયા હતા.

નવા જે. પી. યાને સુલેહના અમલદારો તરીકે નીચલા પારસીઓને નેમયા હતાઃ—શેઠ બહમનજી ધનજીભાઈ, શેઠ બેહરામ નવરોજી કરંજીઆ, શેઠ જહાંગીર ભીખાજી, શેઠ જહાંગીર. હોરમસજી સોરાબજી અને શેઠ જમશેદજી પી. મીસ્ત્રી.

શેઠ નવરોઝ અ. પોસ્ટવાળાને નાની દમણના કામચલાઉ સીવીલ રેજીસ્ટરાર નેમયા હતા

શેઠ એ. આર. બનાજી માઇસોરના કામચલાઉ દીવાન નેમાયા હતા.

શેઠ જાલ એ. ડી. નવરોજીને વડોદરા વીભાગના નાયબ સુબા નેમયા હતા.

શેઠ બાપુજી ન. ખંબાતાને અલવારના મહારાજાએ પોતાના મેહલોના કંટ્રોલર નેમ્યા હતા.

શેઠ નશરવાનજી બેજનજી ડમરીને જસદણ સ્ટેટના એડમીનીસ્ટરેટર નેમયા હતા.

શેઠ ફકીરજી એદલજી ભરૂચાને ઉદ્યોગ ખાતામાં ૭ મહીના માટે મીકેનીકલ એનજીનીયર નેમયા હતા.

શેઠ હોરમજી ભીખાજી મીનોચેહરને સીંધના સરકારી વીજળીક ઇનસપેકટર નેમયા હતા.

શેઠ ડોશાભાઇ માણેકજી કોઠાવાળાને અમદાવાદના હજુર એકાઉન્ટંટ હાફીસર નેમયા હતા.

શેઠ વીકાજી પીરોશાહ ભીલાડવાલાને મહાલક્ષમીની ઘાસની મારકીટ અને ગોડાઉનના સુપરવાઇઝર અને ચેકર નેમયા હતા.

શેઠ એરચશાહ હોરમજી આશાવઇદને લંડનની ઇનકોરપોરેટેડ સોસાયટી ઓફ સાયનસ લેતરસ એંડ આરટે પોતાના ફેલો ચુંટી કાઢયા હતા.

ડા૦ એદલજી માણેકજી મોદીને મુંબઇની પારસી મેટ્રીમોનીયલ કોરટના ડેલીગેટ નેમયા હતા.

શેઠો બમનજી જમશેદજી વાછાને ગવરમેંટ લૉ સ્કુલના પ્રીનસીપલ તથા હોરમજી ફીરોશાહ મોદીને લૉના, શેઠો દીનશાહ દોરાબજી કાપડીઆને એલફીનસ્ટન કોલેજના મેથેમેટીકસના તથા ફીરોઝ કાવશજી દાવરને ઇંગલીશના, શેઠ જાહાંગીર સોરાબશાહ કોમીસરીયટને અમદાવાદની ગુજરાત કોલેજના લોજીકને ઇંગલીશના પ્રોફેસર અને શેઠ બહાદુરજી મેરવાનજી બહાદુરજીને લારખાનાની ન્યુ હાઇસ્કુલના હેડ માસતર નેમયા હતા.

હીંદી વેપારી ચેમબરના ઉપ પ્રમુખ તરીકે શેઠ જાહાંગીર બ. પીટીટ અને સભાસદો તરીકે ઓ. સર દીનશાહ એ. વાચ્છા, સર શાપુરજી બી. ભરૂચા, શેઠ સોરાબજી એ. વારડન અને શેઠ ફીરોઝ જે. બીલીમોરીયાને નેમયા હતા.

શેઠ જાહાંગીર બમનજી પીટીટને દીલ્હી ખાતે ગયા દીસેમબરમાં ક્રીસટમસ ટાંકણે મલેલી ૧૪ મી ઇંડીયન ઇનડસ્ત્રીયલ કોનફરંસના પ્રમુખ નેમયા હતા.

ખા૦ બા૦ આદરજી મનચેરજી દલાલને મુંબઇમાં તા૦ ૧૧ મી ને ૧૨ મી જાનેવારીએ મલેલી જરથોસ્તી કોનફરંસના પ્રમુખ નેમયા હતા.

શેઠ હોરમજી કાવશજી દીનશાહ એમ. બી. ઓ, ઓ. બી. ઇ. ને એડનના બારોના ટ્રસ્ટી, ડા૦ કાવસજી એદલજી દાદાચાનજી, ઓ૦ શેઠ ફીરોઝ સી. શેઠના અને શેઠ કાવસજી જેહાંગીરને મુંબઇના સીટી ટ્રસ્ટના ટ્રસ્ટીઓ તરીકે મ્યુનીસીપાલ કોરપોરેશન તરફથી નેમવામાં આવ્યા હતા.

શેઠ કાવશજી જાહાંગીરને મુંબઇની મ્યુનીસીપાલ કોરપોરેશનના પ્રમુખ અને શેઠો હોરમજી પી. મોદી તથા બેરામજી આર. બી. જીજીભાઇને સટેનડીંગ કમીતીના મેમબર, શેઠ પી. ડી. પટેલ, બેરીસ્ટરને રંગુન મ્યુનીસીપાલીટીના પ્રમુખ તથા શેઠ પદમજી પેસતનજી જીનવાલા બેરીસ્ટરને વાઇસ પ્રેસીડંન્ટ, પ્રોફેસર અરદેશર સોરાબજી પોસતવાલાને દમણની મ્યુનીસીપલ કોરપોરેશનના પ્રમુખ તેમજ ઓફીસીયેટીંગ સીવીલ રેજીસ્ટરાર તથા શેઠ સોરાબજી ફરામજી ખબરદારને વાઇસ પ્રેસીડન્ટ નેમયા હતા.

મુંબઇની મયુનીસીપાલીટીના તંદરોસ્તી ખાતાના વડા અમલદાર તરીકે ડા૦ સોરાબ સી૦ હોરમજીને, પાણીખાતાના સુપ્રીંટેનડંટ તરીકે શેઠ ફરામરોજ પેસતનજી મસાણીને અને ઇમારતોના મદદનીશ એનજીનીયર તરીકે શેઠ એદ. જે. બીલીયાને નેમયા હતા.

કરંસી હાઉસના સુપ્રીટેંડન્ટ શેઠ કે. ઇ. કુમાનાની એસીસટંટ એકાઉટંસ હાઉસર અને ઇસ્યુ હાઉશર તરીકે કામચલાઉ નેમણુંક થઈ હતી.

શેઠ જાહાંગીર રૂશતમજી સુખીયાને સીંધના ડેપ્યુટી પોલીસ સુપ્રીટેનડન્ટ નેમયા હતા.

શેઠ રૂશતમજી મા. શેઠનાને બીકાનેરના ઇલેક્ટ્રીકલ તથા મીકેનીકલ એનજીનીયર નેમ્યા હતા.

શેઠ ફીરોઝશાહ જાહાંગીર મરઝબાનને સર જમશેદજી જીજીભાઇ પારસી બીનેવોલંટ ઇનસ્ટીટયુશનના ત્રસ્ટી નેમવામાં આવ્યા હતા.

શેઠ સોરાબજી મ. દેશાઇને નવસારીની બઝમે બેહરામની કમીટીના વાઇસ પ્રેસીડંટ નેમ્યા હતા.

પારસી પંચાયતના ત્રસ્ટીઓની ચુંટણી કરનારી અંજુમન કમીટીના ૧૦૦ ના મંડળમાં રેજીસ્ટર "એ" તરફથી શેઠો કેખશરૂ અરદેશર મોદી તથા ઉકરજી કાવશજી ઉમરીગરને અને "સી" તરફથી શેઠ નવરોજી સોરાબજી બનશાને; કરાંચીની પારસી અંજુમનની મીલકતોના ઓ. સેકરેટરી તરીકે શેઠ ફકીરજી કાવશજી દુબાશને તથા ઓ. ત્રેઝરર તરીકે શેઠ એરચશાહ નાનાભાઇ ખરેગાટને હાંગકાંગની જરથોસ્તી અંજુમનના ધરમ ફંડના સરનશીન તરીકે શેઠ હોરમઝ કેખશરૂ ઇરાની, ત્રસ્ટી તરીકે શેઠ જાહાંગીર એચ. રતનજી અને સેકરેટરી તરીકે શેઠ રૂશતમ અરદેશર દસ્તુરને નેમયા હતા; શેઠ દારાબશાહ રતનજી હોમાવાલાને ભરૂચની પારસી પંચાયતના ઓડીટર; એરવદ કાવશજી હો. રાવને સુરતની ભગર સાથ અંજુમનના સેકરેટરી અને શેઠ જાહાંગીર બરજોરજી સંજાનાને સુરતની પારસીપંચાયતના સેકરેટરી નેમયા હતા.

ખા૦ બા૦ એરચજી શેરીયારજી ભરૂચાને નામદાર વાઇસરોયના ઓનરરી આસીસટંટ સરજયન, કેપટન બેરામજી પેસતનજી સબાવાલાને સુરતના પારસી સુવાવડખાનાના અને જનરલ હાસપીટલના ઓ. કંસલટીંગ સરજયન, ડા૦ ફરામરોઝ આર. પારખને સુરતના ગુલબાઇ સુવાવડખાનાના ઓબ્સ્ટેટ્રીકલ સરજયન, ડા૦ કે. સી. અંકલેસરીયાને મુંબઇના એ. ડીવીઝનના પોલીસ તબીબ, ડા૦ બેરામ બી. ભરૂચાને ખેતવાડીની માણેકજી પીટીટ ચેરીટેબલ ડીસ્પેનશરીના આંખના ડાકટર, ડા૦ આર. ડી. ચીનાઇને સર જમશેદજીની હાસપીટલના ઓ. એસીસટંટ ફીઝીશીયન, ડા૦ રતનજી દીનશાહ દલાલને બેલગામની વેકસીન ઇનસટીટયુટના ડીરેકટર, ડા૦ ધનજીશાહ મેહતાને વડોદરાની હાસપીટલના બીજા મેડીકલ હાઉસર, ડા૦ મીસ જાલીબાઇ બી. એનજીનીયરને મુંબઇના પોરટ હેલથ સટાફ ઉપરના લેડી ડાકટર અને ડા૦ ગુલબાઇ પીરોશાહ પટેલને સુરતના ભાગાતલાવની છોકરાંઓની હાસપીટલના હાઉસ સરજયન નેમયા હતા.

---

## કેળવણી—પરીક્ષા—સ્કોલરશીપો—વગેરે.

ડા૦ જમશેદજી માણેકજી ઉનવાલા બી. એ. એ જરમની ખાતેની હીડનબરગ યુનીવરસીટીમાંથી પી. એચ. ડી. ની ડીગ્રી ૧૯૧૭ ના જુલાઇમાં મેળવી હતી અને એવણને સંસકરત લખાણો ઉપર શોધખોલ કરવા પાઉંડ ૨૦૦) ની સ્કોલરશીપ એક વરસ માટે મલી હતી.

મી૦ રૂશતમ ફીરોશાહ દમરી એમ. એ.એ એમેરીકાના વોશીંગટનની ફીલોસોફીકલ સ્કુલની માસતર ઓફ પેડેગોજીની ડીગ્રી મેળવી છે અને એવણને મુંબઇની સેકંડરી ત્રેનીંગકોલેજમાં નેમ્યા છે.

ડા૦ જાહાંગીર માણેકજી તલાતીએ ઓકસફરડ યુનીવરસીટીની આંખને લગતી પરીક્ષા આપી, સોના, રૂપાના ચાંદો મેલવ્યા છે. એવણને રોયલ લંડન ઓફ ઓફથલમીક મુરફીલ હાસપીટલના સીનીયર કલીનીકલ નેમ્યા છે.

બેરીસ્ટરની પરીક્ષામાં નીચલા પસાર થયા હતાઃ—મેસરસ અદી જમશેદજી પુનાવાળા, હોમી જાહાંગીર રૂશતમજી, નશરવાનજી ફરામજી ગહેતા, નઉશીર સોરાબજી ચીનાઇ અને ફીરોઝ જીજીભાઇ; સોલીસીટરની પરીક્ષામાં મી૦ એફ. એ. દોટીવાળા અને હાઇ કોરટ પલીડરની પરીક્ષામાં મી૦ હોમી જાહાંગીર કુપર પસાર થયા હતા.

એલ. એલ. બી. ની પરીક્ષામાં હાજર થયલા ૨૨૩ ઉમેદવારોમાંથી ૯૯ ગયા દીસેમ્બરમાં પસાર થયા હતા, તેમાં નીચલા પારસીઓ છેઃ—મેસરસ સોરાબજી જમશેદજી બીલીમોરીયા, જાહાંગીર અરદેશર કામા, દોરાબજી પેસતનજી દારૂવાલા, જમશેદ રતનજી ખંબાતા, ફીરોઝ એદલજી કુમાના, નોશીરવાન બેરામજી મોતીવાલા, જાલેજર કાવશજી મુલ્લા, મીનોચેહર મેરવાનજી પાવરી, મીનોચેહર અરદેશર રબાદી અને શાપુરજી મંચેરજી રાજા; એજ પરીક્ષામાં હાજર થયલા ૨૬૩ માંથી ૧૨૮ ગયા મે મહીનામાં પસાર થયલા તેમાં નીચલા પારસીઓ છેઃ—મેસરસ જમશેદજી સો. લામ, શયાવક્ષ સોરાબજી ખંબાતા, મીનોચેહર દોરાબજી લાલકાકા, નશરવાનજી ખરશેદજી સહીયાર, અને ખરશેદજી ફરામજી વાડયા, આમાં પસાર થયલા મી૦ જમશેદજી સોરાબજી લામને જાજ સપેનસર પ્રાઇઝ અરધે ભાગે અને શેઠ મનચેરજી નવરોજી બનાજી સ્કોલરશીપ મલી હતી.

એમ. બી. બી. એસ. ની પરીક્ષામાં હાજર થયલા ૧૨૩ માંથી ૫૦ ગયા દીસેમબરમાં પસાર થયલા તેમાં નીચલા પારસીઓ છેઃ—બાઇઓ પુતલીબાઇ હોરમસજી પેસીકાકા, તેહેમીના હોરમસજી પેસીકાકા, ગુલબાઇ અરદેશર પોસતવાલા, મેહેરબાઇ અરદેશર પોસતવાલા, અને ગુલચેહર ખરશેદજી સરવેયર તથા મેસરસ કેખશરૂ માણેકજી ભરૂચા, એદલજી ફીરોશાહ એનજીનીયર, બરજોર પીરોશાહ વકીલ, અને જાહાંગીર મેહેરજીભાઇ પટેલ, આમાં પસાર થયલાં બાઇ ગુલબાઇ અ. પોસ્ટવાલાને ચારલસ મોહર પ્રાઇઝ અરધે ભાગે અને બાઇ મેહેરબાઇ અરદેશર પોસ્ટવાળાને બાળકીશણ સુદરજી પ્રાઇઝ, કવીન એમપ્રેસ શીલવર મેડલ, મેડીકલ વીમેન ફોર ઇંડીયા ફંડની સ્કોલરશીપ, લેડી રે શીલવર મેડલ, અને બાઇ હીરાંબાઇ પેસતનજી હોરમસજી કામા ગોલ્ડ મેડલ મલ્યો હતો, એજ પરીક્ષામાં હાજર થયલાં ૧૦૭ માંથી ગયા મેમાં ૬૭ પસાર થયલા, તેમાં નીચલા પારસીઓ છેઃ—બાઇ નાજા રૂશતમજી મુકાદમ તથા મેસરસ પીરોશાહ એરચશાહ હાથવાય, અરદેશર રતનજી વાડયા, એદલજી શાપુરજી મોદી, સોરાબજી નવરોજી દેબુ, રૂસતમ ખરશેદજી લામ અને બમન રતનશાહ માસતર.

મુંબઇ યુનીવરસીટીની માસતર ઓફ સરજરીની પરીક્ષામાં મી૦ નવરોજજી જમશેદજી બેડારાવાળા અને કાલેજ ઓફ ફીઝીશીયનસ એંડ સરજ્યનસની એલ. સી. પી. એસ.ની પરીક્ષામાં મી૦ ફરેદુન પેસતનજી ભમગરા પસાર થયા છે.

બી. ઇ. (સીવીલ) ની ડીગ્રી માટેની પરીક્ષામાં હાજર થયલા ૫૯ ઉમેદવારોમાંથી ૪૨ પસાર થયલા, તેમાં નીચલા પારસીઓ છેઃ—બીજા વરગમાં મેસરસ એરચ મે. ભકકા, મનચેરશાહ રૂસતમજી બીલીમોરીયા, ફરામજી ખરશેદજી છાપગર, અરદેશર ધનજીભાઇ ગીલડર, જાલભાઇ જમશેદજી કાંડાવાળા, એરચ અરદેશર નાદીરશાહ, બેહરામ જમશેદજી પંથકી, સોરાબજી દાદાભાઇ પટેલ, અને નશરવાન હોરમસજી પુનેગર.

એનજીનીયરીંગની પેહેલી પરીક્ષામાં મી૦ નાદીર કાવસજી બલસારાને કરનલ પેત્રીક ફ્રેંચ સ્કોલરશીપ અને એનજીનીયરીંગની બીજી પરીક્ષા (સીવીલ) માં મી૦ પેસતનજી એદલજી ગોલવાલાને શેઠ નસરવાનજી જહાંગીરજી વાડીઆ સ્કોલરશીપ મળી છે.

બી. એ. જી. યાને બેચેલર ઓફ એગ્રીકલચરની પરીક્ષામાં હાજર થયલા ૩૦ ઉમેદવારોમાંથી ૨૭ બીજા વરગમાં પસાર થયલા, તેમાં નીચલા પારસીઓ છેઃ—મેસરસ બરજોરજી કાવશજી ભાટલીવાલા અને જમશેદ અરદેશર દાજી.

બી. એસ. સી. યાને બેચેલર ઓફ્ સાયનસની ડીગ્રી માટેની પરીક્ષામાં હાજર થયલા ૧૦૨ ઉમેદવારોમાંથી ૫૮ પસાર થયલા, તેમાં નીચલા પારસીઓ છે:—પહેલા વરગમાં મેસરસ કુનરજી ભીમજીભાઇ તારાપોરવાલા અને શાપુરજી શેરીયારજી ટાઉનહોલવાળા, બીજા વરગમાં મેસરસ કેખશરૂ જહાંગીર કાબરાજી, બરજોરજી પીરોજશાહ ભરૂચા, નરીમાન કાવસજી આયના, સોરાબજી ખરશેદજી છાપગર, મહેરજી ધનજીશાહ શેઠના, જાલેજર હીરજી વાહડીયા, કેખશરૂ સોરાબજી ધાભર, નરીમાન દાદાભાઇ કોટીવાલા, નવલ બેજનજી ભાઠાવાલા, ફરામરોજ રતનજી દામુ, અને જહાંગીર ધનજીશાહ મુસ; પાસ વરગમાં મેસરસ મીનોચેહર જાહાંગીર કાવસજી, હીરજી રૂશતમજી ડોકટર, દીનશાહ બરજોરજી બલસારા અને જમશેદજી આદરજી દુબાશ, આમાં પસાર થયલા મી૦ કુંવરજી બી. તારાપોરવાળાને સર જેમસ ફરગયુસન આરટની સ્કોલરશીપ મળી છે.

બેચેલર ઓફ્ કોમરસની ડીગ્રી માટેની પરીક્ષામાં હાજર થયલા ૧૦૬ ઉમેદવારોમાંથી ૫૬ પસાર થયલા તેમાં નીચલા પારસીઓ છે:—બીજા વરગમાં મેસરસ દીનશાહ નસરવાનજી દારૂવાળા, ભીખાજી એદલજી કુમાના, બેરામજી માણેકજી મોદી, જાહાંગીર ખરશેદજી સંતોક; પાસ વરગમાં મેસરસ નરીમાન બરજોરજી બજા, જાહાંગીર નવરોજી નરસંગ, નરીમાન રતનજી પેમાસતર, હોરમઝદીયાર ધનજીશાહ કરાકા અને માણેકજી હો. મેહતા.

સીડનહેમ કોલેજના એકાઉનટંસીના સરકારી ડીપલોમાંની પરીક્ષામાં નીચલા પારસીઓ પસાર થયા છે:—મેસરસ મીનોચેહેર શાપુરજી જોશી, હોશંગ નવરોજી, એરચ જમશેદજી દસતુર, ફીરોઝશાહ માણેકજી મોદી, અને નરીમાન રતનજી પેમારતર.

એમ. એ. ની પરીક્ષામાં બધા મલી હાજર થયલા ૫૧ માંથી ૨૭ પસાર થયા હતા, તેમાં નીચલા પારસીઓ હતાઃ—બાઇ આઇમાઇ બેરામજી રૂશતમજી અને મા૦ કેખશરૂ પેસતનજી પટેલ.

બી. એ. યાને બેચેલર ઓફ્ આરટસની પરીક્ષામાં હાજર થયલા ૧૩૯૯ માંથી ૮૫૯ પસાર થયલા તેમાં નીચલા પારસીઓ હતાઃ—પેહલો વરગ ઓનરસ સાથ, બાઇ મીઠા અરદેશર તાતા તથા મેસરસ રૂશતમ સોરાબ ખંબાતા, મરઝબાન દી. બીલીમોરીયા અને જાહાંગીર અરદેશર દાવર, બીજા વરગમાં (ઓનરસ) બાઇઓ ગુલેસ્તાન જ. બહાદુરજી, ગુલબાઇ નશરવાનજી વકીલ, અને નવાજબાનું રૂશતમજી પંથકી, તથા મેસરસ ફરામરોઝ શાપુરજી સુખીયા, બહમનશાહ ખરશેદજી અમીન, સોરાબ પેસતનજી ગજડર, સોરાબ મંચેરશાહ વાડયા, કેરસાસ્પ માણેકજી દસ્તુર, સોરાબ ફી. ખરાસ, સોરાબ જ. બનાજી, નરીઓસંગ હોરમઝદીયાર કોયાજી, નરીમાન ખ. સંતોક અને મનચેરજી સો. રતનાગર, પાસ વરગમાં બાઇઓ તેહમીના પેસતનજી સીનોર, મેહરા નવરોજી પટેલ, શેહરબાનુ જાહાંગીર દોધી, શીરીન મેહરજીભાઇ એનજીનીયર અને પોરૂચીસતી જમશેદજી નાદરશાહ તથા મેસરસ જાહાંગીર પેસતનજી ચાહેવાળા, રતનશાહ દીનશાહ મુનસી, બમન જમશેદજી શેઠના, જાલ જાહાંગીર ખંબાતા, ફરામરોઝ ધનજીશાહ ધનભુરા, ફીરોઝ રૂશતમજી ભરૂચા, જમશેદ કાવશજી કાતરક, ફકીરજી ભીખાજી દારૂવાળા, બરજોર ખરશેદજી મોવડાવાળા, કેખશરૂ મનચેરજી ભરૂચા, શાવકશાહ હોરમજી ચીખલીવાળા, સોરાબ કેખશરૂ ધામટ, દોરાબ ફરામજી કાપડયા, જીજીભાઇ નાનાભાઇ મારશલ, બમન રૂશતમજી મુલ્લાફીરોઝ, ધનજીશાહ ફરામજી સુનાવાળા, અરદેશર બમનજી ઉંનરીગર, નવલ નાદીરશાહ ફોટોગ્રાફર, જાહાંગીર જમશેદજી ડોકટર, નરીમાન ધનજીશાહ શેઠના, બમન દોરાબજી ડોકટર, મીનોચેહર ફરામજી હવેવાળા, દાદાભાઇ પેસતનજી કાતરક, હોરમજી રૂ. કેરાંવાળા, એરચશાહ ડોશાભાઇ મેહતા, જાહાંગીર રતનજી મેહતા, ફીરોઝ માણેકજી રાંડેલીઆ અને હોમી ફ. તારાપોરવાળા, આમાં પસાર થયલા બાઇ મીઠાં અ. તાતાને કોબડન કલબ મેડલ અને મી૦ જમશેદજી કા. કાતરકને શેઠ ફીરોઝશાહ મે. જીજીભાઇ સ્કોલરશીપ મલી હતી.

સ્કુલ લીવીંગ સરટીફીકેટ, (અગાઉની મેટ્રીક તથા સ્કુલ ફાઇલની) પરીક્ષામાં હાજર થયલા ૫૬૦૯ ઉમેદવારોમાંથી ૨૨૯ પારસીઓ પસાર થયા હતા તેમાં નીચલી બાનુઓ હતીઃ—બાઇઓ આલુ આલપાઇવાલા, રતી ખુરશેદચેહર અંકલેસરયા, આલુ પેસતનજી અવારીયા, મમઈ અરદેશર કોનટ્રેકટર, શેહરા નશરવાનજી કુપર, પેરીન ફકીરજી ડોકટર, શેહરા પેસતનજી કાંગા, બચુબાઇ મેરવાનજી કયોક, જરબાઇ જીજીભાઇ ખરેઘાટ, દીનબાઇ શોરાબજી મેહતા, પીરોજા નશરવાનજી મોદી, સારાહ નવરોજી નાયગામવાળા, મેહરાં પે. પથાન, મહેરા માણેકશાહ શરાફ, મેહરા નશરવાનજી તાડીવાળા, રતી મીનોચેહર વકીલ, પરીન જી. ત્રેઝરીવાળા, શીરીન કાવશજી પોસ્ટવાલા અને બાનુ અરદેશર પટેલ, એમાં પસાર થયલા મી૦ બમનજી ફી. શેઠનાને શેઠ ડોસાભાઇ ફ. હામા સ્કોલરશીપ અને મી૦ મા. જ. મેહતાને સર દી. મા. પીટીટ સ્કોલરશીપ મળી છે,

# ગયે વરસે બનેલા પરચુટણ જાણવાજોગ બનાવો.

સમસઉલ ઓલમાં એરવદ ડા૦ જીવણજી જમશેદજી મોદી, બી. એ., પી એચ. ડી., સી. આઇ. ઇ. ને સને ૧૯૧૭ના સાલ માટેનો "કેમપબેલ મેમોરીયલ મેડલ" એક મોટા મેલાવડા સનમુખ તા૦ ૧૩મી નવેમબરે સાંજે મુંબઇના નામદાર ગવરનર લોરડ વીલીંગડને ટાઉન હોલમાં રોયલ એશીયાટીક સોસાયટીની મુંબઇની શાખાની ખાસ સભામાં એનાયત કીધો હતો. સોસાયટીના પ્રમુખ રેવરંડ ડા૦ સ્કોટે નામદાર ગવરનરને કેમપબેલ મેડલ ડા૦ જીવણજીને એનાયત કરવાની અરજ કરતાં જણાવ્યું કે એ મેડલ ઓરીએનટલ રીસરચ માટે સ્થાપેલો છે. સોસાયટીને ડા૦ મોદી જેવા બાહોશ સકોલર કદાચજ મલશે. એ પછી નામદાર ગવરનરે ડા૦ જીવણજીને મેડલ એનાયત કરી જણાવયું કે ડા૦ મોદી જેવા બાહોશ સ્કોલરને આ ચાંદ એનાયત કરતા સંતોષ ઉપજે છે અને એ માટે સોસાયટીને મુબારક બાદી આપું છું. તેવણે પોતાના પુસતકો મારી આગળ રજુ કરયાં હતાં તે પરથી જણાય છે કે ડા૦ મોદી ઓહલું જ્ઞાન ધરાવે છે. એ પુસતકો બહાર પાડી તેવણે આ દેશનીજ નહી પણ દુનયાની સેવા બજાવી છે. એ પુસતકો કેટલાંક ઇરાનની તવારીખનાં હતાં તે ઘણા ઉપયોગી છે. સેવટે ડા૦ મોદી હું તમોને લાંબી જીંદગી ઇચછુંછું કે તમો આવા વધુ કીમતી પુસ્તકો બહાર પાડતા રહો. એ પછી ડા૦ જીવણજીએ પોતાને આપેલા માન માટે ઉપકાર માનતાં જણાવયું કે ૧૯૦૫માં આ સોસાયટીએ પોતાની સેનટીનરી પસાર કરી તેની ઇંધાણી તરીકે બહાર પાડેલાં મારાં એશીઆટીક પેપરોના પહેલા ભાગના દીબાચામાં મેં કહયું હતું કે આ સોસાયટીનો તેમાં ખાસ કરી તેની ઉતમ લાઇબરેરી કે જેમાં જુના પુસ્તકોનો ખજાનો પડેલો છે તેનો હું મોટો આભારી છું, ઉપલું પુસ્તક પરગટ કરવા પછી ૧૩ વરસ પસાર થઇ ગયાં છે કે જે દરમયાન મેં મારા એશીઆટીક પેપરોનું બીજું વોલયુમ બહાર પાડયું છે. ૧૮૮૯માં મેં પહેલું પેપર આ સોસાયટી સનમુખ વાંચ્યું હતું અને તે પછીના એ સોસાયટી સાથના ૩૦ વરસના લાંબા સંબંધ દરમયાન મેં કુલ્લે ૪૦ પેપરો વાંચયાં હતાં. મને સંતોષ ઉપજે છે કે કમીટીના વીદવાન મેમબરોએ મારા કમીના કામ તરફ પસંદગી દેખાડી છે. એક આસામીના કામને તેના ગોઠયાઓ પસંદ કરે તે માન હું બહુ મોટું સમજું છું. મારા પુસ્તકોનો એક સેટ તમો નામદારને એનાયત કરૂં છું જે નામદાર ગવરનરે ઉપકાર સહીત સવીકારીયો હતો. તે પછી મેલાવડો વીસરજન થયો હતો.

મેશરસ ગ્રાહમ કંપનીના નીકાશ ખાતાના વડા શેઠ ફરામજી દાદાભાઇ લાલકાકા ૪૮ વરસની નોકરી બજાવી રીટાયર થવાથી એવણના માનમાં તા૦ ૬ઠી આગસટે ગ્રાહમ કંપનીની હાફીશમાં મી૦ એન. એફ. પેટનના પ્રમુખપણા હેઠળ મેલાવડો કરી એ ખાતાના ગેરંટી બરોકરસો તરફથી રૂપાંની એક મોટી વઇતર તથા એક રૂપાનો ખડયો કલમદાનનો ઓક્ષ ભેટ આપયા હતા. તેમજ એ કંપનીના વડા માલેક વીલાતવાલા મી૦ જેમ્સ ગ્રાહમે મોટી રકમનો ચેક ભેટ આપ્યો હતો.

સર નવરોજી પેસતનજી વકીલ સી. આઇ. ઈ. ને મલેલા નાઇટ હુડના ખેતાબ માટે એવણને મુબારકબાદી આપવા એમના માનમાં અમદાવાદની ગુજરાત લેડીઝ કલબે ગયા ફેબરવારી મહીનામાં પારટીનો મેલાવડો કરી માન પત્ર એનાયત કરવામાં આવયું હતું.

ડા૦ એદલજી રૂસતમજી દાદાચાનજીએ નવસારી ખાતે ઇનફલુએનઝાના ઉપદરવ દરમયાન ઉગાડેલા ધરમના દવાખાનાના ઓનરરી તબીબ તરીકે બીન સ્વારથે બજાવેલી સેવા માટે ભેટ આપવાનો એક મેલાવડો તા૦ ૧૨મી જાનેવારીએ મલેસરની અંજુમને જમશેદ બાગમાં શેઠ મેરવાનજી માણેકજી મુનશીના પરમુખપણા હેઠળ કરી ડા૦ એદલજીને એક ચાદીનું ફલાવર વાઝ, તથા કંપાઉનડરો મેસરસ પીરોશાહ હોરમજી મેહતા, નવરોજી બરજોરજી કડવા અને ફરામરોજ અરદેશર બાજીવાલાને તેમજ હાફીસને લગતા કામમાં મદદ આપવા માટે મેસરસ અરદેશર કેકોબાદજી બાટલીવાલા, જમશેદજી ફરામજી દીગરીયા અને પાલનજી ફરામજી દીગરયાને દરેકને એકેક ઘડીયાળ ભેટ આપયા હતા.

ખાનબહાદુર ડા૦ પાલણજી હો. દાદાચાનજી હંમેસના નવસારી જઇ રહેવાથી વલસાડખાતે એમને બજાવેલી કીમતી સેવાઓની પીછાનમાં ગયા ડીસેમબરમાં દાદાચાંનજી કલબે ખાનાનો મેલાવડો કરી શેઠ દાદાચાનજીને સીલવર રાઇટીંગ સટ તથા શેઠો અરદેશર અને જાલભાઈ ધનજી-રાએ ઘડીયાલો ભેટ આપયા હતા.

કલકતાના વેપારી શેઠ જમશેદજી ફરામજી માદનને ઓ. બી. ઇ. ના મલેલા ખેતાબ માટે મુબારકબાદી આપવાનો એક મેલાવડો કલકતાની જરથોસતી અંજુમને તા૦ ૩૦મી મારચે શેઠ

એદલજી પેસતનજી ગજદરના પરમુખપણા હેઠળ કરી શેઠ જમશેદજીને ચાંદીનાં કાસકેટમાં માનપત્ર તેમજ જામેનું અવસતાનું પુશતક, ચાંદીનું અફરગાનયુ અને જરથોસતની સબી ભેટ આપ્યા હતા. વળી તા૦ ૮મી ડીસેંબરે કલકતા એંગલો ગુજરાતી સકુલમાં બોમ્બે મરકનટાઇલ કોમયુનીતીં તરફથી એક મેલાવડો સર કઇલીસ ચંદર બોઝના પરમુખપણા હેઠળ કરી ચાંદીના કાસકેટમ માનપત્ર શેઠ જમશેદજીને એનાયત કરયું હતું.

ડા૦ બરજોરજી સોરાબશાહ મુનસફને મલેલા ખાનબહાદુરના ખેતાબ માટે એવણને મુબારક બાદી આપવાનો એક મેલાવડો તા૦ ૯મી મેને દીને બારૂચ ખાતેનાં ભરૂચા હોલમાં કલેકટર મી૦ બલેથ વેઇટના પરમુખપણા હેઠળ કરી કાસકેટના દાબરા સાથે માનપત્ર એનાયત કરવામાં આવ્યું હતું.

વલસાડના માજી સટેશન માસતર શેઠ ફકીરજી ફરામજી માસતર ગુજરાત રેલવેમાં એસીસટંટ ત્રાફીક સુપરીંટેનડંટના ઓધાફપર જવાથી ગયા બે માહીનામા ડા૦ દાદાચાદજીની કલબે ખાણાનો મેલાવડો કરી સુનાનો છેડો ભેટ આપયો હતો. તેમજ તા૦ ૯મી મેને દીને જશને હોરમઝદ કલબે ખાણાનો મેલાવડો કરી શેઠ ફકીરજીને મોટી તીજોરી ભેટ આપી હતી વલસાડથી બદલી થયલા રેલવે અમલદારો શેઠ ફરામરોઝ ડોસાભાઇ મોદીફરામને સોનાનો છેડો અને શેઠ અરદેશર દલાલને સોનાનું ધડીયાળ ભેટ આપયું હતું.

બંગાલી કનયાશાળાના વડા શીક્ષક બાઇ શીરીનબાઇ બેરામજી મેહતા ચાલીસ વરસ સુધી ઉપયોગી સેવાઓ બજાવી રીટાયરડ થવાથી તા૦ ૩જી એપરીલે બંગાલીની કનયાશાળમાં થયલા મેલાવડા વખતે બાઇ શીરીનબાઇને ચાદીના કાસકેટ સાથે માનપત્ર આપવામાં આવયું હતું.

કલીકટની અંજુમનના પરેસીડંટ શેઠ ધનજીભાઇ માણેકજી મુગાશેઠે વરસો સુધી અંજુમનની સેવા બજાવી ફારેગ થવાથી તા૦ ૧૭મી મેને દીને એક મેલાવડો કરી અંજુમને માનપત્ર શીયાલ તથા પરસ ભેટ આપી હતી. એ પરસાની રકમમાં બીજી રકમ પોતા તરફથી ઉમેરી શેઠ ધનજીભાઇએ અંજુમનના ફંડમાં આપવા જણાવયું હતું.

પારસી કોમની છોકરીઓ જુદદીનો સાથ પરણી જવાથી તેઓને સદા માટે પારસી કોમથી અલગ રાખવા વગેરેના ઠરાવો જાહેર કરવા માટે પારસી સમસત અંજુમનની એક જાહેર સભા તા૦ ૨૭ ફેબરવારીને દીને સાંજે સાડાચાર વાગે આલબલેસ બાગમાં પારસી પંચાયતના માનવંત ત્રસટી સાહેબોએ બોલાવી હતી, એ વખતે નામદાર સર જમશેદજી જીજીભાઇના પરમુખપણા હેઠળ પારસી છોકરીઓના પર કોમવાલાં સાથના લગનો તરફ સખત નાપસંદગી જાહેર કરવાનો તથા પારસી કોમ માટે સથાપાયલાં ધરમના ફંડો ખાતાઓનો લાભ નહીં આપવાનો, લગન કીધા પછી પારસી કોમમાં પાછી દાખલ ન કરવાનો વગેરેના ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા.

નામદાર વાઇસરાયએ તા૦ ૨ જી જાનેવારીને દીને સાકચી ખાતેના તાતા આયરન એંડ સટીલ વરકસના કારખાનાઓની મુલાકાત લીધી હતી. એ વખતે નામદાર વાઇસરાયે તાતા આયરન એંડ સટીલ કંપનીના પ્રખ્યાત સ્થાપક મરહુમ નામાકીત નર શેઠ જમશેદજી નશરવાનજી તાતાની યાદમાં સાકચી શહેરને "જમશેદપુર"નું નામ આપવાનું જાહેર કરી જણાવ્યું હતું કે હીંદી ઉદ્યોગનો નમુનો તપાસવા અતરે આવ્યો છું અને લડાઇના ચાર વરસ દરમ્યાન એ કંપનીએ બજાવેલા મહાન કામની સ્તુતી કરી હતી. આ મહાન સાહાસ શેઠ જમશેદજીની મન સુધી, કલપના અને મનો વરતીને આભારી છે અને આ ખાતાં સાથ તેમનું નામ હમેસગીને માટે યાદ રહી જશે. વળી બંગાલ નાગપુર રેલવેના કાલીમતી સટેશનનું નામ બદલી "તાતા નગર" રાખવામાં આવ્યું છે.

રાજદવારી, શેહેરી, આરથીક અને કેળવણીને લગતા સવાલોના સંબંધમાં પારસી સેનત્રલ એસોસીએશન ઉભી કરવામાં આવી છે, તેમજ જુદા જુદા પારસી ધરમખાતાંઓ તરફની સખાવતનો લાભ બરાબર સચવાય તે માટે પારસી ચેરીટી ઓરગેનાઇઝેશન સોસાયટી સથાપવામાં આવીછે.

શેઠ ડોશાભાઇ રૂસતમજી ઉમરીગરની સખી જાહાંસીની છોકરાંઓની સકુલમાં તા૦ ૨૧મી સપટેમબરે, શેઠ ફરદુનજી માણેકજી કાંગાની સખી નવસારીની સર કાવસજી જાહાંગીર મદરેસામાં તા૦ ૧લી જાનેવારીએ અને શેઠ રૂસતમજી પેસતનજી રબાદીનાની સખી કરાંચીની આર. પી. રબાડી સકુલમાં તા૦ ૩૦મી આગસટે ખુલ્લી મુકવામાં આવી હતી.

